तया च गम

नहि नत्थि सारणा वारणा य पडिचोयणा य गच्छंमि । सो उ अगच्छो गच्छो-संजमकामीहि मुत्तव्वो ॥ २३ ॥ उवगारी य दढ मिमो-अम्हाण धम्मचरणहेउत्ता । मुत्तुं घित्तुं च इम-जुत्तं त्ति फुडं न याणामो ॥ २४ ॥ अहवा किं अम्हाण-कारणरहिएण नीयवासेण । गुरुणो वेयावच्चे-पंथगसाहुं निउंजित्ता ॥ २५ ॥ एयंचिय पुच्छिंता-विहरामो उज्जयावय सव्वे । कालहरणंपि कीरइ-जा वेयइ एस अप्पाणं ॥ २६ ॥ सामत्थिऊण एव-पंथगसाहुं ठवित्तु गुरुपासे । ते सव्वेविहु मुणिणो-अन्नत्थ सुहं पविहरंसु ॥ २७ ॥

पंथगमुणीवि गुरुणो-वेयावच्चं जहोचियं कुणइ । असवत्तजोगजुत्तो-सया अणूणं च नियकिरियं ॥ २८ ॥ कत्तियचाउम्मासे-सूरी भूत्तूण निद्धमहुराइं । परिहरियसयलकिच्चो-सुत्तो नीसट्टसव्वंगो ॥ २९ ॥

જે માટે આગમમાં કહ્યું છે કે જ્યાં સારણા વારણા અને પ્રતિચોદના ન હોય, તે ગચ્છને અગચ્છ ગણી સંયમાર્થિઓએ છોડી દેવો (૨૩) તેમ આ આપણા ધર્માચરણનો હેતુ હોવાથી ઘણો ઉપકારી છે, માટે એને છોડવું કે, પકડી રાખવું યુક્ત છે, તે આપણે સ્પષ્ટપણે જાણી શકતા નથી (૨૪) અથવા કારણ વિના નિત્ય વાસ કરવાનું આપણને શું કામ છે? માટે એ ગુરૂના વૈયાવચ્ચ સારૂ પંથક સાધુને ઇહાં રાખી, અને એની રજા લઇ આપણે બધા ઉદ્યત થઇ વિચરીએ, અને જ્યાં સુધી એ પોતાને ઓળખે, ત્યાં લગણ કાળ હરણ કરવું ઘટે છે (૨૫-૨૬) એમ વિચારી પંથક સાધુને ગુરૂ પાસે મેલી તે સર્વે મુનિઓ અન્ય સ્થળે સુખ સાથે વિચરવા લાગ્યા [ ૨૭ ]

હવે પંથક મુનિ પણ ગુરૂનું યથોચિત વૈયાવચ્ચ કરતો તથા ઉત્તમ યોગમાં યુક્ત રહી પોતાની ક્રિયા પણ હમેશ પરીપૂર્ણ રીતે કરતો રહેતો (૨૮) બાદ કાર્તિક ચોમાસાના દિને આચાર્ય સ્નિગ્ધ મધુર આહાર કરી સઘળાં કામ છોડી સર્વાંગે લાંબો થઇને સૂતો (૨૯) એવામાં આવશ્યક કરતાં ખામણાં નિમિત્તે પંથક સાધુ વિનય નીતિમાં

आवस्सग कुणतो–पयगसाहूवि खामणनिमित्त । सीसेण तस्स पाए–आघट्टइ विणयनयनिउणो ॥ ३० ॥ तो कुविओ रायरिसि–जपइ को एस अज्ज निल्लज्जो । पाए आघट्टतो–निद्दानिग्घे मह पयट्टो ? ॥ ३१ ॥ रुट्ठ दट्ठु सूरिं–महुरगिरं पथगो इय भणेइ । चाउम्मासियखामण–कए मए दूमिया तुज्जे ॥ ३२ ॥

ता एग अवराह–खमह न काहामि एरिस बीय । हुंति खमा सीलच्चिय उत्तमपुरिसा जओ लोए ॥ ३३ ॥ इय पयगमुणिवयण–आयन्नतस्स तस्स सूरिस्स । सूरुग्गमे तमपिव–अन्नाण दूर मोसरिय ॥ ३४ ॥ बहुसो निंदिय अप्प–सविसेस जायसजमज्जोओ । खामेइ पथगमुणिं–पुणो पुणो सुद्धपरिणामो ॥ ३५ ॥ बीयदिणे मड्डगनिव–मापुच्छिय दोवि सेलगपुराओ । निक्खता पारद्धा–उग्गविहारेण विहरेउ ॥ ३६ ॥ अवगय तव्वुत्तता–सपत्ता सेसमतिमुणिणोवि । विहरिय चिर सुविहिणा–आरूढा पुंडरीयगिरिं ॥ ३७ ॥

---

નિપુણ હોઇ માથાવડે તેના પગે અડકો [ ૩૦ ] ત્યારે રાજર્ષિ ગુસ્સે થઈ બોલ્યો કે, આજે આ કોણ નિર્લજ્જ મારા પગે અડકી મારી ઉંઘમાં ખલેલ કરવા તૈયાર થયો છે ? [ ૩૧ ] ત્યારે સૂરિને ગુસ્સે થએલ જોઇ મધુર વાણીથી પંથક બોલ્યો કે, ચોમાસી ખામણા કરવા માટે મે તમને દૂભવ્યા છે ( ૩૨ )

માટે એક અપરાધ માફ કરો, ફરીને એવું નહિ કરૂં કેમકે જગતમાં ઉત્તમ પુરૂષો ક્ષમા શીળજ હોય છે ( ૩૩ ) એમ પંથક મુનિનું વચન સાંભળતાં તે સૂરિને સૂર્ય ઉગતાં અંધારૂં નાશે તેમ અજ્ઞાન દૂર નાઠું [ ૩૪ ] હવે તે પોતાને બહુબહુ નિંદી વિશેષે સયમમાં ઉદ્યુક્ત થઇ શુદ્ધ પરિણામે પંથક મુનિને ફરી ફરીને ખમાવવા લાગ્યો [ ૩૫ ] બાદ બીજે દિને મડુગ રાજાને પૂછી, તે બન્ને શેલકપુરથી નીકળી ઉગ્રવિહારે વિચરવા લાગ્યા. ( ૩૬ ) તે વૃત્તાંત જાણતાં શેષ મુનિઓ પણ તેમને આવી મળ્યા હવે તેઓ વિધિપૂર્વક ચિરકાળ વિચરીને પુંડરીકગિરિ [ સિદ્ધગિરિ ] પર ચડ્યા ( ૩૭ )

दोमासकयाणसणो-सेलेसिं काउ सेलगमहेसी । पंचसयसमणस हिओ-लोयग्गठिय पय पत्तो ॥ ३८ ॥

एव पथकसाधुवृत्तममल श्रुत्वा चरित्रोज्वल—
सज्ज्ञानादिगुणान्वित गुरुकुल सेवध्वमुच्चैस्तथा ।
भो भो साधुजना गुरोरपि यथा सत्सयमे सीदतो—
निस्ताराय कदाचन प्रभवन स्फुर्जद्गुणश्रेणयः ॥ ३९ ॥

## ॥ इति पंथकसाधुकथानकं ॥

( छ )

एव कुर्वत' साधोर्गुणमाह

## ॥ मूलं ॥

एव गुरुबहुमानो—कयन्नुया सयलगच्छगुणवुड्ढी ।
अणवत्था परिहारो—हुति गुणा एवमाईया ॥ १३३ ॥

ત્યાં બે માસનું અણુસણુ કરીને શૈલક મહર્ષિ શૈલેશીકરણુ કરીને પાંચસો સાધુઓ સાથે મુક્તિપદ પામ્યો [ ૩૮ ] એ રીતે ઉજ્વળ ચરિત્રવાળુ પંથક સાધુનું નિર્મળ વૃત્તાન્ત સાભળીને હે સાધુ જનો ! તમે સમ્યક્ જ્ઞાનાદિક ગુણુવાળા ગુરૂકુળને એવી રીતે બરોબર સેવન કરો કે, જેથી ખરા સંયમમાં લથડતા ગુરૂને પણ કોઈ વેળા ઝળકતા ગુણોની શ્રેણિવાળા થઈ પાર પમાડી શકો [ ૩૯ ]

એ રીતે પંથક સાધુનું કથાનક છે.

એમ કરતા સાધુને શો ફાયદો થાય, તે કહે છે—

### મૂળનો અર્થ.

એમ કરતા ગુરૂનું બહુ માન, કૃતજ્ઞતા, સકળ ગચ્છમાં ગુણની વૃદ્ધિ, અને અનવસ્થાનો પરિહાર, એ વગેરે ગુણો થાય છે ( ૧૩૩ )

( टीका )

एवं मूलगुणसमन्वितं गुरुमम्मुचतां सन्मार्गोद्यमं च कारयता यतिना गुरुबहुमानो मनःप्रीत्यतिशयः कृतोभवति, तथा कृतज्ञता चाराधिता भवति.—प्रधानश्चायं पुरुषस्य गुणो लोकेपि गीयते, तथाहि—

स कलाकलापकुशलः स पण्डितः सकलशास्त्रवेदी सः ।
निःशेषगुणगरिष्ठा-कृतज्ञता यं समाश्रयते ॥

लोकोत्तरेप्येषं विंशतिगुणमध्येपातत एवेति

तथा सकलगच्छस्य गुणानां वृद्धिराधिक्यं कृतं भवति, तथाहि—

सम्यगाज्ञावर्त्तिनो गच्छस्य गुरुर्ज्ञानादिगुणान् वर्द्धयत्येव यदि पुनस्ते शिष्या —

वाइया संगहीया य—भत्तपाणेहिं पोसिया ।
जायपक्खा जहाहंसा—पक्कमंति दिसो दिसिं ॥

---

टीडानो अर्थ

એમ એટલે કે મૂળ ગુણ સહિત ગુરૂને નહિ મૂકતા તથા તેને સન્માર્ગમાં ઉદ્યમ કરાવતા યતિએ ગુરૂનું બહુ માન એટલે માનસિક પ્રીતિનો ઉભરો દર્શાવેલો થાય, તથા કૃતજ્ઞતા થઈ ગણાય, અને પુરૂષનો આ એ ગુણ લેકમાં પણ પ્રધાન ગનાય છે જે માટે કહેવાય છે કે—

તેજ કળા કુશળ છે, તેજ પંડિત છે, અને તેજ સકળ શાસ્ત્રનો જાણ છે કે, જેને બધા ગુણોમાં મોટી કૃતજ્ઞતા વળગી રહે છે વળી લેકોત્તરમાં પણ એ ગુણ એક વીશ ગુણોમાંજ આવેલો છે

વળી સકળ ગચ્છના ગુણોની વૃદ્ધિ એટલે વધારો કર્યો ગણાય તે આ રીતે કે—

રૂડી રીતે આજ્ઞામાં વર્તનાર ગચ્છના જ્ઞાનાદિ ગુણોને ગુરૂ વધારેજ, પણ જો તે શિષ્યો ભણાવ્યા, ગણાવ્યા, તથા ભાત પાણીથી પાળ્યા છતા પાંખ આવેલા હંસની માફક

ततस्तान् स्वच्छन्दकमायानवबुध्य न केवल न शिक्षयति गुरु,—स्तत्परित्याग च विधत्ते-कालिकाचार्यवदिति॰

तथा अनवस्था मर्यादाहानिस्तस्या' परिहारः कृतोभवति.—अयमभिप्रायो–य एक गुरु मूलगुणमहाप्रासादधरणस्तभसनिभमप्यल्पदोषदुष्टत्वेन मुचति तस्मै अन्योपि न रोचते–कालानुभावादेव सूक्ष्मदोषाणां प्राय. परिहर्तुमशक्यत्वा,–ततश्चात्यरोचकतया—

इक्कस्स कओ धम्मो—सच्छदगईमईपयारस्स ।
किंवा करेइ इक्को—परिहरऊ कह मकज्ज वा ॥ १ ॥
कत्तो सुत्तत्थागम–पडिपुच्छण चोयणा व इक्कस्स ।
विणओ वेयावच्च–आराहणया व मरणते ॥ २ ॥
पिल्लिज्जे सण मिक्को–पइन्नपमयाजणाउ निच्चभय ।
काउमणोवि अकज्ज–न तरइ काऊण बहुमज्झे ॥ ३ ॥

દશે દિશાઓમા ભાગી જાય તો, તેમને પ્રગુક જેવા ગણીને ફક્ત ગુરૂ શીખાવે નહિ, એટલુજ નહિ, પણ તેમનો ત્યાગ પણ કરે છે કાલિકાચાર્યની માફક

વળી અનવસ્થા એટલે મર્યાદાની હાનિ, તેનો પરિહાર કરેલો થાય, એટલે કે, જે એક ગુરૂને તે મૂળ ગુણરૂપ મહા પ્રસાદ ધરી રાખવાને સ્તંભરૂપ હોવા છતા અલ્પ દોષથી દુષ્ટ હોવાના કારણે છોડી દે છે, તેને બીજો પણ નહિ રૂચે કેમકે કાળનો પ્રભાવજ એવો છે કે સૂક્ષ્મ દોષો પ્રાયે પરિહરવા મુશ્કેલ છે, તેથી તે અતિ અરોચકપણાથી

સ્વચ્છંદ ગતિ અને મતિથી ચાલતા એકલાને ધર્મ ક્યાથી હોય, વળી એકલો તે શુ કરી શકે તથા અકાર્યને કેમ તજી શકે ? ( ૧ )

વળી એકલાને સૂત્રાર્થ ક્યાથી આવે, તથા પ્રતિપૃચ્છના કે પ્રેરણા ક્યાથી મળે ? તેમજ વિનય વૈયાવચ્ચ, તથા મરણાતે આરાધના પણ તે કેમ કરી શકે ? ( ૨ ) એકલો ફરે, તે એષણાને ભાગે, અને છુટી ફરતી છકેલી સ્ત્રીઓનો તેને નિત્ય ભય રહે, પણ ઝાઝાઓમા રહેતા અકાર્ય કરવા મન કરે, તોપણ તેને કરી શકે નહિ ( ૩ )

उच्चारपासवणवंत-पित्तमुच्छाइमोहिओ इक्को ।
सद्दवभाणविहत्थो-निक्खिवइ व कुणइ उड्डाह ॥ ४ ॥
एगदिवसंमि वहुया-सुहाय असुहाय जीवपरिणामा ।
इक्को असुहपरिणओ-चइज्ज आलंवणं लध्धुं ॥ ५ ॥

इत्यादिना निषिद्धमप्येकाकित्वमालंबते,—तं च स्वेच्छाचारसुखित-मालोक्यान्योपितदेवांगीकरो—त्येवमकारानवस्था परिहृता भवति गुरु-सेवकेनेति —भवति जायंते गुणा एवमादयोन्येपि गुरुग्लानवालवृद्धादीनां विनयवैयावृत्त्यकरणादयः सूत्रार्थागमस्मरणादयो भूयांस इति

एतद्विपर्यये पुनः किंस्यादित्याह

એકલો ખરચુ પિશાબમા વમનમા અને પિત્તના ઉછાળાથી આવેલી મૂછામા મુઝાઇ પડે તેમજ હાથમા પીગળેલી ચીજનું વાસણ ઉપાડતા કાતો પાડી નાખે, અથવા તો ઉડ્ડાહ કરાવે [ ૪ ] વળી એકજ દિનસમા જીવને શુભ અશુભ પરિણામ આવતા રહે છે, માટે અશુભ પરિણામ થતા એકલો હોય તો આલબન પકડીને (સયમને પણ વખતે) છોડી દે (૫)

ઇત્યાદિક પ્રમાણોથી નિષેધેલા એકાકિપણાને પણ જો પકડે તો તેને સ્વેચ્છાચારથી સુખીઓ થએલો જોઇ બીજો પણ તેમજ કરવા લાગે, એવી રીતની અનવસ્થા ગુરૂ સેવક થવાથી દૂર થાય છે એ વગેરે બીજા પણ ગુરૂ ગ્લાન બાળવૃદ્ધાદિકના વિનય વૈયાવચ્ચ વગેરે તથા સૂત્રાર્થની પ્રાપ્તિ અને સ્મરણ વગેરે ઘણા ગુણો થાય છે

પણ એથી ઉલટી રીતે ચાલતા શુ થાય. તે કહે છે

## ॥ मूलं ॥

इहरा वुत्तगुणाण-विवज्जओ तहय अत्तउक्करिसो ।
अप्पच्चओ जणाणं-बोहिविघायाइणो दोसा ॥ १३४ ॥

( टीका )

इतरथा महाव्रतमहाभारोद्धारधौरेयकगुरुत्यागेनेत्यर्थ. उक्तगुणानां गुरुबहुमानादीनां विपर्ययोऽबहुमानाकृतज्ञता सकलगच्छगुणाबुद्ध्यनवस्था-दिदोपसद्भावः स्यादित्यर्थः.

तथात्मोत्कर्पश्चात्मानि सौष्ठवाभिमानश्चानर्थपरपराकारण गुरुकुलत्या-गिन. स्यात्.

तथाऽप्रत्ययोऽविश्वासश्च जनाना लोकानां साधुविपर्यस्या-यदुत परस्परविभिन्नानामन्योन्यानुष्ठानरूपकाणामेतेषां न ज्ञायते कोपि सत्यवा-

### મૂળનો અર્થ.

ઇતરથા ઉક્ત ગુણોનો વિપર્યય થાય છે, પોતાનો ઉત્કર્ષ થાય છે, લોકોને અવિશ્વાસ થાય છે, અને બોધિનો વિઘાત થાય છે—એ વગેરે દોષ થાય છે. [ ૧૩૪ ]

### ટીકાનો અર્થ.

ઇતરથા એટલે મહા વ્રતરૂપ મોટો ભાર ઉપાડવામાં ધોરી એવા ગુરૂનો ત્યાગ કરતાં ઉક્ત ગુણોનો વિપર્યય થાય છે, એટલે અબહુમાન, અકૃતજ્ઞતા, સકળ ગચ્છના ગુણોની અવૃદ્ધિ અને અનવસ્થા વગેરે દોષો થાય છે, તથા આત્મોત્કર્ષ એટલે પોતામાં હુશીયારીપણાનું અભિમાન, કે જે અનર્થની પરંપરાનું કારણ છે, તે ગુરૂકુળ ત્યાગીને રહે છે

- તથા લોકોને સાધુઓમાં અપ્રત્યય એટલે કે આ એ પરસ્પરમાં જુદા પડેલા, અને

धलीकवादी वेति. ततश्च को दोष इति चे-दुच्यते, बोधिविघातः प्रेत्य-जिनधर्मावाप्त्यभाव तेषा व्यलीकभाजा-तन्निमित्तभूतस्य यतेरपि

आदिशब्दाद्भावघातश्च सम्य दर्शनग्रहणाभिमुखानां चारित्रग्रहणाभिमुखाना यस्मा,—देते दोषा दूषणानि गुरुत्यागकारिणा भवतीति

किंच यदि स्वल्पेपि प्रमादजनिते दोषलवे गुरवः परिहरणीया स्तत. सर्वेषामपि वर्जनीयत्वमायात-यत' प्रवचनेनिर्ग्रंथा. पचविधा' प्ररूपिता-स्तथाहि —

गथो मिच्छत्ताई धणाइओ अतरो य बज्झो य । दुविहाउ तओ जे निग्गय त्ति ते हुति निग्गथा ॥ १ ॥ मिच्छत्त[१] वेयतिय[४]-हासाई छक्कय च[१०] नायव्व । कोहाईण चउक्क[१४]—चउदस अब्भितरा गथा ॥ २ ॥ धण[१] धन्न[२] खित्त[३] कुविय[४]-वत्थु[५] दुपय[६] कणय[७] रुप्प[८] चउचरणा[९] । नव बाहिरया गथा-एव ते हुति पुण पच ॥ ३ ॥

---

એકમેકના અનુષ્ઠાનને દૂષિત કરાવનારાઓમા કોણ સાચો, અને કોણ ખોટો તે તે જણાતુ નથી, એમ અવિશ્વાસ થાય છે વાર, તેથી શો દોષ છે ? તેનો એ જવાબ છે કે તેથી બોધિ વિઘાત એટલે પરભવે જિન ધર્મની પ્રાપ્તિનો અભાવ તે જુઠાને નેવનારાઓને થાય છે, તથા તેના નિમિત્તભૂત યતિને પણ બોધિ વિઘાત થાય છે

આદિ શબ્દથી સમ્યકત્વ લેવા અભિમુખ અને ચારિત્ર લેવા અભિમુખ થએલાનો ભાવઘાત થાય છે [ ભાવ પડી જાય છે ] એ દોષો ગુરૂ ત્યાગકારીને થાય છે

વળી જો પ્રમાદજનિત થોડા એક દોષ વડથી ગુરૂ પરિહરણીય થતા હોય તો સઘળાઓને વર્જનીયપણુ પ્રાપ્ત થશે જે માટે પ્રવચનમા પાચ પ્રકારના નિર્ગ્રંથ કહેલા છે તે આ રીતે કે —

અતરનો ગ્રથ તે મિથ્યાત્વાદિક છે અને બાહ્યનો ગ્રથ તે ધનાદિક છે, તે બેથી જે નિગત હોય તે નિર્ગ્રંથ છે [ ૧ ] મિથ્યાત્વ ત્રણ વેદ હાસ્યાદિ ષટ્ક અને ક્રોધાદિ ચતુષ્ક એમ ચૌ૦ અભ્યતર ગ્રથ છે [ ૨ ] ધન ધાન્ય, ક્ષેત્ર કુપ્ય વસ્તુ દ્વિપ, સોનું, રૂપુ ચતુષ્પદ, એ નવ બાહ્ય ગ્રથ છે, અને પાંચ નિર્ગ્રંથ તે આ રીતે છે —

होइ पुलाओ[1] बउसो –तहा कुसीलो[3] नियंठय[4] सिणाओ[5]। तत्थ पुलाओ दुविहो–लद्धिपुलाओ तहा सेवे ॥ ४ ॥

अन्यत्राप्युक्त—

सन्न ससारं भन्नइ–पुलायसद्देण जम्म तेण समं। चरण सोहु पुलाओ–लद्धीसेवाहिं सोय दुहा ॥ ५ ॥

तत्र,

लद्धिपुलाओ सघाइ–कज्जओ चक्किसिन्नमवि चूरे। सो हरिसमअहिगसिरी व होइ इयरो उ पचविहो ॥ ६ ॥ दसणनाणपुलाओ—सकाकालाइएहिं तं मसारं। मूलुत्तरगुणमेव–चरणपुलाओ पुण करेइ ॥ ७ ॥ लिंगपुलाओ निक्कारण तु जो गिण्हए य परलिंग। किंचि पमाया मणसा अकप्पगहणे अहासुहुमो ॥ ८ ॥ उवगरण सरीरेसु—बउसो दुविहो दुहावि पचविहो। आभोग[1] मणाभोगे[2]–सवुड[3] मसवुडे[4]

---

[ ૩ ] પુલાક, બકુશ, કુશીલ નિર્ગ્રંથ અને સ્નાતક ત્યાં પુલાક બે પ્રકારનો છે—લબ્ધિ પુલાક અને આસેવના પુલાક ( ૪ )

બીજા સ્થળે પણ કહ્યું છે કે–

અસાર ધાન્ય તે પુલાક કહેવાય છે માટે તેના સરખું જેનું ચરિત્ર હોય તે પુલાક જાણવો તે લબ્ધિ અને આસેવનાથી બે પ્રકારે છે ( ૫ )

ત્યાં લબ્ધિ પુલાક સઘાદિના કામે ચક્રવર્તિના સૈન્યને પણ ચૂરી નાખે, અને ઇંદ્ર માફક અધિક શ્રી [ કાંતિ ] વાળો હોય છે આસેવના પુલાક પાંચ પ્રકારનો છે—[ ૬ ] દર્શન પુલાક દર્શનને શંકા વગેરેથી અને જ્ઞાન પુલાક જ્ઞાનને કાળાદિકથી અસાર કરે છે, અને ચરણ પુલાક મૂળ તથા ઉત્તર ગુણની પ્રતિસેવા કરે છે [ ૭ ] લિંગ પુલાક તે એ કે, જે નિષ્કારણ પરાયું સ્વીકારે, અને યથાસૂક્ષ્મ પુલાક તે એ કે, જે કાંઇક પ્રમાદથી મનવડે અકલ્પનું ગ્રહણ કરે છે [ ૮ ] ઉપકરણ બકુશ અને શરીર બકુશ, એમ બકુશ બે પ્રકારે છે, તે બેના વળી પાંચ પ્રકાર છે —આભોગ, અનાભોગ સંવૃત અસ-

सुहुमे[1] ॥ ९ ॥ आसेवणा कसाए-दुहा कुसीलो दुहावि पंचविहो ।
नाणे दंसणचरणे-तवे य अहसुहुमए चेव ॥ १० ॥

इह नाणाइकुसीलो-उवजीवं होइ नाणमाईणि । अहसुहुमो पुण तुस्स-एस तवस्सित्ति ससाए ॥ ११ ॥ उवसामगो य खवगो-दुहा निपट्ठो दुहावि पंचविहो । पढमसमओ[1] अपढमो[2]-चरमा[3] चरमो[4] अहासुहुमो[5] ॥ १२ ॥ पाविज्जइ अट्ठसय [ १०८ ]-खवगाणुवसामगाण चउपन्ना [ ५४ ] उक्कोसओ जहन्नेणिक्को व दुग व तिग महवा ॥ १३ ॥ सुहझाणजलविसुद्धो-कम्ममलाविक्खया सिणाउ त्ति । दुविहोय सो सजोगी—तहा अजोगी विणिद्दिट्ठो ॥ १४ ॥ मूलुत्तरगुणविसया-पडिसेवा सेवए कुसीलो य । उत्तरगुणेसु लउसो-सेसा पडिसेवणा रहिया ॥ १५ ॥ [ इति ]

एषु च नियमेनाप्रमादिनोनिर्ग्रंथाः स्नातकाश्च. किंतु ते कदाचि-

---

सूक्ष्म, अने सूक्ष्म ( ९ ) આસેવના કુશીલ અને કષાય કુશીલ એમ કુશીલના બે ભેદ છે તે બેના વળી પાંચ પ્રકાર છે—જ્ઞાન દર્શન ચારિત્ર, તપ અને યથા સૂક્ષ્મ ( ૧૦ )

ઇહાં જ્ઞાનાદિ કુશીળ જ્ઞાન વગેરેથી આજીવિકા કરે છે, અને યથા સૂક્ષ્મ તે જે "આ તપસ્વી છે" એવી પ્રશંસાથી રાજી થાય તે જાણવો ( ૧૧ ) ઉપશામક અને ક્ષપક એમ નિર્ગ્રંથ બે પ્રકારે છે તે બેના પાંચ પ્રકાર છે—પ્રથમ સમય અપ્રથમ ચરમ અચરમ અને યથા સૂક્ષ્મ ( ૧૨ ) ક્ષપક ઉત્કૃષ્ટા એકસો આઠ હોય, અને ઉપશામક ચોપન હોય જઘન્યથી એક બે કે ત્રણ હોય [ ૧૩ ] શુભ ધ્યાનરૂપ જળથી કર્મ મળને ક્ષય કરી વિશુદ્ધ થાય તે સ્નાતક તે બે પ્રકારે છે—સયોગી અને અયોગી [ ૧૪ ] કુશીળ મૂળ અને ઉત્તર ગુણ એ બનેની પ્રતિસેવા સેવે છે બકુશ ઉત્તર ગુણમાં પ્રતિસેવા સેવે છે અને બાકીના પ્રતિસેવા રહિત છે [ ૧૫ ]

એઓમાં નિર્ગ્રંથ અને સ્નાતક નિયમા અપ્રમાદિ હોય છે પરંતુ તેઓતો કદાચિત્

'दैव श्रेणिमस्तकारोहणे सयोग्ययोगिगुणस्थानकयुगल च सभवतीति न तीर्थप्रवाहहेतवः पुलाकोपि कदाचिदेव लब्धिसद्भावे सभवती–त्येते च त्रयोपि सप्रतिव्यवच्छिन्ना–स्ततो बकुशकुशीला एव निरतरतीर्थप्रवाहहेतव–स्तथाचोक्त

निग्गथसिणायाण–पुलागसहियाण तिण्ह वुच्छेओ,

समणा बउसकुसीला–जा तित्थ ताव होहिंति

तेषा चावश्यभाविनः प्रमादजनिता दोपलवा–यदि तैः साधुर्वर्जनीय–स्ततः सर्वेषामपि परिहरणीयता समायातेत्येतदेव चेतस्याधाय सूत्रकार' प्राह

## ॥ मूलं ॥

बकुसकुसीला तित्थ–दोसलवा तेसु नियमसंभविणो।
जइ तेहि वज्जणिज्जो–अवज्जणिज्जो तओ नत्थि॥ १३५॥

---

હોય છે, એટલે કે શ્રેણિપર ચડતા, અને સયોગિ અયોગિરૂપ બે ગુણ ઠાણામા હોય છે તેથી તેઓ તીર્થ વહેવાના હેતુ નથી પુલાક પણ ક્યારેકજ લબ્ધિ હોય, ત્યારેજ હોય માટે એ ત્રણે હાલ વિચ્છિન્ન થયા છે, તેથી બકુશ અને કુશીળજ નિરતર તીર્થ પ્રવાહના હેતુ છે તે માટેજ કહેલુ છે કે—

નિર્ગ્રંથ, સ્નાતક, અને પુલાક એ ત્રણેના વિચ્છેદ છે બકુશ, કુશીળ સાધુએ તીર્થ પર્યંત થતા રહેશે

હવે એમને તો પ્રમાદજનિત દોષ અવશ્ય લાગે છે, માટે જો તેથી સાધુ વર્જનીય હોય, તો બધા વર્જનીય થઇ પડશે એ વાત મનમા લાવીને સૂત્રકાર કહે છે —

### મૂળનો અર્થ.

બકુશ અને કુશીળો તીર્થ છે, અને તેઓમા તો દોષના લવ અવશ્ય સભવે, માટે જો તેમનાવડે તે વર્જનીય હોય, તો અવર્જનીય કોઇજ રહેશે નહિ. ( ૧૩૫ )

[ टीका ]

बकुशकुशीला व्यावर्णितस्वरूपा -तित्थति भामा सत्यभामेति न्यायात्-सर्वतीर्थकृता तीर्थसतानकारिण' सभवति अतएवदोपलवा सूक्ष्मदोपास्तेषु बकुशकुशीलेषु नियमसभविनो, यतस्तेषा द्वे गुणस्थानके प्रमत्ताप्रमत्ताख्य अतर्मुहूर्त्तकालावस्थायिनी तत्र यदा प्रमत्तगुणस्थानके वर्त्तते-तदाप्रमादप्राद्सद्भावादवश्यभाविन सूक्ष्मा दोपल्वा साधो' पर यावत् सप्तमप्रायश्चित्तापराधमापनीपद्यते तावत् स चारित्रवानेव-ततःपर मचारित्र स्यात् —तथाचोक्त—

जस्स हु जा तवदाण-ता नय मेगापि नो अइक्कमइ,
एग अइक्कमतो-अडक्मे पच मूलेण ( इति )

तदेव बकुशकुशीलेषु नियमभाविनो दोपलवा, यदि तैर्वर्जनीयो-यति स्या, दवर्जनीय स्ततोनास्त्येव तद्भावे तीर्थस्याप्यभावप्रसगइति

ટીકાનો અર્થ

ઉપર વર્ણવેના બકુશ અને કુશીલો તીર્થ એટલે—ભામા તે સત્યભામા, એ ન્યાયે સર્વ તીર્થંકરોના તીર્થ સતાન કરનારા સભવે છે એટના માટેજ તેઓમા દોષલવ એટલે સૂક્ષ્મ દોષો નિયમા સભવે છે કેમકે તેમના પ્રમત્ત અને અપ્રમત્ત નામે અતર્મુહૂર્ત્ત કાળના બે ગુણ સ્થાનક છે ત્યા જ્યારે પ્રમત્ત ગુણ સ્થાનમા વર્તતા હોય, તે વેળા સાધુને પ્રમાદનો ઉદક કાયમ હોવાથી સૂક્ષ્મ દોષલવ અવશ્ય લાગે છે પણ જ્યા લગી સાતમા પ્રાયશ્ચિતનો અપરાધ હોય ત્યા લગી તે ચારિત્રીયોજ છે, ત્યાર બાદ અચારિત્રી થાય જે માટે કહ્યુ છે કે—જેને જ્યા લગી તપ પ્રાયશ્ચિત આવે, ત્યા લગી તે એક વ્રતને પણ અતિક્રમતો નથી પણ મૂળ પ્રાયશ્ચિત આવતા એક વ્રતને અતિક્રમતા પણ પાચે વ્રતને અતિક્રમ્યો જાણવો

એ રીતે બકુશ અને કુશીલોમા દોષલવ નિયમભાવિ છે તેથી જો તે વડે યતિ વર્જનીય હોય તો, અવર્જનીય કોઇ રહેશેજ નહિ અને તેના અભાવે તીર્થનો પણ અભાવ થઇ પડશે

अस्योपदेशस्य फलमाह

## ॥ मूलं ॥

इय भावियपरमत्था-मज्झत्था नियगुरु न मुचंति।
सव्वगुणसपओग-अप्पाणमि वि अप्पिच्छंता ॥ १२६ ॥

[ टीका ]

इति पूर्वोक्तप्रकारेण भावितो मनसि परिणामितः परमार्थो यथावस्थितपक्षो यैस्ते भावितपरमार्था मध्यस्था अपक्षपातिनो निजगुरु धर्माचार्यं मूलगुणमुक्तामाणिक्यरत्नाकरं न मुचंति नैव व्युत्सृजति सर्वगुणसंप्रयोगं समग्रगुणसामग्रीमात्मन्यप्यपश्यतोऽनवलोकयत इति.

अन्यच्च गुरुत्यागकारी निश्चित गुरोरवज्ञां विधत्ते-ततश्चानर्थमागमस्मारणेन दर्शयन्नाह

---

આ ઉપદેશનું ફળ કહે છે

### મૂળનો અર્થ

આ રીતે પરમાર્થને સમજેલા મધ્યસ્થ જનો પોતાના ગુરૂને મૂકતા નથી કેમકે સર્વ ગુણોનો યોગ પોતામા પણ તેઓ દેખતા નથી. [ ૧૩૬ ]

### ટીકાનો અર્થ.

આ રીતે એટને પૂર્વોક્ત પ્રકારે પરમાર્થ એટલે ખરેખરી વાતને ભાવનાર એટને મનમા પરિણમાવનારા અને મધ્યસ્થ એટને અપક્ષપાતિજનો પોતાનો ગુરૂ જે મૂળ ગુણ રૂપ મોતીનો દરિઓ છે તેને બિલકુલ નથી છોડતા (કેમકે) સર્વ ગુણ સપ્રયોગ એટલે સઘળા ગુણની સામગ્રી પોતામા પણ નથી દેખાતી

વળી ગુરૂનો ત્યાગ કરનાર નિયમા ગુરૂની અવજ્ઞા કરે છે, અને તેથી અનર્થ થાય છે તે આગમના પુરાવાથી બતાવે છે

## ॥ मूलं ॥

एय अवमन्नतो—वुत्तो सुत्तमि पावसमणु त्ति ।
महमोहबंधगो विय—खिसतो अप्पडितप्पतो ॥ १३७ ॥

( टीका )

एत मस्तुतगुरुमवमन्यमानो हीलयन् साधुरिति गम्यते भणित उक्त' सूत्रे सिद्धांते श्रीमदुत्तराध्ययन इत्यर्थ पापश्रमणः कुत्सितयतिरिति रूपदर्शने

तच्चेद सूत्र

आयरियउवज्झाएहि—सुय विणय च गाहिए ।
ते चेव खिसइ बालो—पावसमणु त्ति वुच्चइ ॥ १ ॥

---

### મૂળનો અર્થ

એવા ગુરૂને હીલનાર, નિંદનાર, તથા તેની સભાળ નહિ લેનારને સૂત્રમા પાપશ્રમણ તથા મહા મોહનો બાધનાર કહ્યો છે ( ૧૩૭ )

#### ટીકાનો અર્થ

એને એટલે પ્રસ્તુત ગુરૂને અવમાનનાર એટલે હીલનાર, સાધુ સૂત્રમા એટલે શ્રી ઉત્તરાધ્યયનમા પાપશ્રમણ એટલે નીચ યતિ કહેલ છે

તે સૂત્ર આ છે

જે આચાર્ય અને ઉપાધ્યાયોએ શ્રુત અને વિનય શીખવ્યા, તેમનેજ જે બાળ ખિસે છે, તે પાપશ્રમણ કહેવાય છે ૧

आयरियउवज्झायाण-सम्म नो पडितप्पइ ।
अपडिपूयए थद्धे-पावसमणु त्ति वुच्चइ ॥ २ ॥

तथा महामोहबधक. प्रकृष्टमिथ्यात्वोपार्जकश्चा-पिशब्दः सूत्रांतर सूचयति-किं कुर्वन् ?-खिंसतो त्ति निंदा कुर्वन्, अपडितप्पंतुत्ति तेषां वैयावृत्त्यादावादरमकुर्वन्निति.

सूत्रांतरे चावश्यके त्रिंशत्सु मोहनीयस्थानेष्वेव पठयते

आयरिय उवज्झाए-खिंसइ मदबुद्धिए ।
तेसिमेवय नाणीणं-सम नो पडितप्पइ ॥

( क्रियापद चांते " महामोह पकुव्वइ " त्ति भणितमिति ).

आह—गुरो' सामर्थ्याभावे यदि शिष्योधिकतर यतनातपःश्रुताध्ययनादि करोति-तत्किंयुक्तमाहोश्विद् गुरोर्लाघवहेतुत्वान्नयुक्त ? मित्यत्रोच्यते.

---

આચાર્ય અને ઉપાધ્યાયની જે રૂડી રીતે સેવા ભક્તિ નહિ કરે પૂજા નહિ કરે, અને સ્તબ્ધ બની રહે, તે પાપશ્રમણ કહેવાય છે ૨

વળી તેમની ખિંસા એટલે નિંદા કરતો થકો, તથા અનિતપણુ એટલે વૈયાવચ્ચ વિગેરેમા આદર નહિ કરતો થકો મહામોહ એટલે ભારે મિથ્યાત્વ પણ બાંધે છે અપિ શબ્દ સુત્રાતરનો પુરાવો બતાવે છે

જે માટે સૂત્રાન્તરમા એટલે આવશ્યક નિર્યુક્તિમા ત્રીશ મહા મોહનીયના સ્થાનોમા આ રીતે કહેવાય છે

જે મદ બુદ્ધિ પુરુષ આચાર્ય અને ઉપાધ્યાયની નિંદા કરે તથા તે જ્ઞાનિઓની રૂડી રીતે વૈયાવચ્ચ ભક્તિ નહિ કરે, તે ( મહામોહ બાંધે છે )

મહામોહ બાંધે છે, એ ક્રિયાપદ સા અતમા કહેલ છે

કોઇ પૂછશે કે, ગુરૂ અસમર્થ છતા તેનો શિષ્ય જો અધિકતર યતના, તપ, તથા શ્રુતાધ્યયન વગેરે કરે, તો તે યુક્ત છે, કે ગુરૂની લઘુતા થવાના કારણથી અયુક્ત છે ?

गुर्वनुज्ञया युक्तमेव–गुरोर्गौरवहेतुत्वाद्–भवति च गुणाधिके विनेये गुरोर्गौरवं, श्रीवज्रस्वामिनि सिंहगिरिगुरोरिव.

तथाहि

पुरा सिंहगिरेः सूरे–र्विनेयो विनयास्पदं। अज्ञानगुरुभूमीभृ–द्वज्राभो वज्र इत्यभूत् ॥ १ ॥ अवालधीः स वालोपि–संयत्युपाश्रयाश्रयी । एकादशांगीमध्यैष्ट–पदानुसृतिलब्धियुक् ॥ २ ॥

अष्टाब्दो गच्छमध्यस्थो–यद्यत् पूर्वगताद्यपि । पापठ्यमानमश्रौषी–त्तत्तज्जग्राह लीलया ॥ ३ ॥ पठति स्थविराः प्राहु–र्यदि वज्र तदा च सः । उद्गृणन्नस्फुटं किंचित्–शुश्राव पठतो परान् ॥ ४ ॥ परेऽन्यदि दिवामध्ये–भिक्षार्थं भिक्षवो ययुः । बहिर्भूमौ गुणग्राम–गुरवो गुरवोप्यगुः ॥ ५ ॥ तस्यां तु वज्र एकाकी–वसतौ सोथ वेष्टिका । वि-

---

તેનો ઉત્તર એ છે કે ગરૂની અનુજ્ઞાએ ને યુક્તજ છે કેમકે તે તો ગુરુના ગૌરવનુજ કારણ છે જે માટે શિષ્ય અધિક ગુણી થતા ગુરૂનુ ગૌરવજ થાય છે શ્રીવજ્ર સ્વામિ થતા સિહગિરિ ગુરૂની માફક

વજ્રસ્વામિની કથા આ રીતે :

પૂર્વે સિહગિરિસુરિનો વિનીત અને અજ્ઞાનરૂપ મહાપર્વતને તોડવા વજ્ર સમાન વજ્ર નામે શિષ્ય હતો ( ૧ ) તે બાળક છતા બાળ બુદ્ધિ રહિત હોઇ સાધ્વીઓના ઉપાસરે રહેલો થકો પદાનુસારિ લબ્ધિથી અગ્યાર અગ ભણ્યો ( ૨ )

તે આઠ વર્ષનો થતા ગચ્છમા રહી જે જે પૂર્વગતાદિક ભણાતુ સાભળતો તે રમતમા શીખી લેતો [ ૩ ] વજ્રને જ્યારે સ્થવિરો ' ભણ ' એમ કહેતા ત્યારે તે કઇક અસ્ફુટ ઉચ્ચાર કરતો થકો બીજા ભણનારાઓને સાભળતો ( ૪ ) એક વેળા દિવસના વખતે સાધુઓ ભિક્ષાર્થ ગયા હતા અને ગુણગ્રામથી મહાન્ ગણાતા ગુરૂ પણ બહિર્ભૂમિએ ગએલા હતા ( ૫ ) તેવામા તે વસતિમા વજ્ર એકલો હતો, એટલે તેણે

न्यस्य साधुमण्डल्या–स्वयं मध्ये निपद्य च ॥ ६ ॥ एकादशानामंगाना–मपि पूर्वगतस्य च । वाचनां दातुमारेभे–मेघगंभीरया गिरा ॥ ७ ॥

व्याघुट्य सूरयोऽथागुः–श्रुत्वा गद्गदस्वरं । दध्युरित्याचभिक्षाकाः–स्मीयुर्मक्षु भिक्षवः ? ॥ ८ ॥ निमर्श च वितन्वानाः–क्षणादज्ञासिषन् यथा । अये वज्रमुनेरेष–वाचनां ददतो ध्वनिः ॥ ९ ॥ पुराभवे किमेतेना–ऽपि गर्भस्थितेन वा । एवं व्यचिंतयन्मौलिं–धुन्वाना विस्मयान्मुहुः ॥ १० ॥ अस्यास्मच्छ्रवणात्क्षोभो–माभूदिति विचिंत्य ते । अपसृत्य शनैरुच्चैः–श्चक्रुर्नैषेधिकीं ततः ॥ ११ ॥ तामाकर्ण्य सुनन्दासू–र्झगित्युत्थाय विष्टरात् । कृतहस्तोऽमुचत् सर्वाः–स्वस्वस्थानेषु वेंटिकाः ॥ १२ ॥

समेत्य च गुरोर्दंड–माददेंह्रीममार्ज च । प्राशुकेनाथ नीरेण–स्वयमाक्षालयत् पदौ ॥ १३ ॥ एवं च दध्युराचार्या–विद्यावृद्धोर्भकोऽप्यसौ ।

---

વીંટણાઓને સાધુમંડળીમાં પાથર્યા અને પોતે તેમના વચ્ચે બેસીને, [ ૬ ] તે મેઘની માફક ગંભીર વાણીથી અગ્યાર અંગ તથા પૂર્વગત શ્રુતની વાચના દેવા લાગ્યો [ ૭ ]

એવામાં આચાર્ય વળી આવ્યા તેઓ ગદ્ગદ ધ્વની સાંભળીને વિચારવા લાગ્યા કે, શું ભિક્ષુઓ ભિક્ષા લઈ જલદી આવી પહોંચ્યા છે કે ? ( ૮ ) એમ વિચાર કરતાં ક્ષણ વારમાં તેમને માલમ પડ્યું કે અરે એ તો વાચના આપતા વજ્રમુનિની ધ્વનિ છે [ ૯ ] શું એ પૂર્વ ભવે શીખ્યો હશે કે ગર્ભમાં રહી શીખ્યો હશે ? એમ વિસ્મયથી વારવાર માથું ધુણાવતા થકા ચિંતવવા લાગ્યા [ ૧૦ ] બાદ તેમણે વિચાર્યું કે અમારા સાંભળવાથી એને ગભરાટ મ થાઓ, એમ વિચારી ધીમેથી પાછા ફરી ઉંચા સ્વરે તેમણે નિસીહી કરી [ ૧૧ ] તે સાંભળીને સુનંદા સુત [ વજ્ર ] ઝટ આસનથી ઉઠી ચાલાક હાથે સઘળા વીંટણાઓ જ્યાં હતા ત્યાં મેલતો હવો ( ૧૨ )

બાદ તે સામે આવી ગુરુનો દંડો લઈ પગ પ્રમાર્જી પ્રાશુક પાણીથી પખાળવા લાગ્યો [ ૧૩ ] ત્યારે આચાર્ય વિચાર કરવા લાગ્યા કે, આ બાળક છતાં પણ વિદ્યાવૃદ્ધ

अजानद्‌भ्योन्यसाधुभ्यो–रक्ष्योवज्ञास्पदीभवन् ॥ १४ ॥ एवं विमृश्य-यामिन्यां–शिष्येभ्योऽकथयत्क्षिति । गतास्म' श्योमुक ग्राम–द्वित्राह तत्र न स्थितिः ॥ १५ ॥ अथोचुर्मुनयो योग–मपन्ना, वाचनमद' । को नो भावीत्यथो सूरि–र्वज्र इत्यादिशत् पुन' ॥ १६ ॥ ऋजवस्ते विनीताश्च-तत्तथैव प्रपेदिरे । न सतो जातु लघते–गुर्वाज्ञां भद्रदन्तिवत् ॥ १७ ॥

प्रातः कृत्वानुयोगस्य–सामग्री–ते गते गुरौ । वज्रपि गुरुवद्‌भक्त्या–निषद्यायान्यपदयन् ॥ १८ ॥ ततो वज्रमुनिर्ज्ञान–कदकदलनाबुद । आनुपूर्व्या महर्षीणां–तेषामालापकान् ददौ ॥ १९ ॥ ये मदमेधसस्ते-ष्व–प्यभूद्वज्रे ह्यमोघवाक् । तद्वीक्ष्य नव्यमाश्चर्य–गच्छ. सर्वो विसि-ष्मिये ॥ २० ॥ आलापन्मुनय पूर्व–पठितान् निस्तुपानपि । सवादहे-तवेऽपृच्छन्–सोपि व्याख्यात्तथैवतान् ॥ २१ ॥ ये यावत् सूरितो नेक–वाचनाभिरधीयिरे । पेठुर्वज्राच्छ्रुत ताव–देकवाचनयापि ते ॥ २२ ॥

---

છે માટે બીજા સાધુઓ અજાણતા રહી એવી અવના કરે તેમ ન થવુ જોઇએ [ ૧૪ ] એમ વિચારીને તેમણે રાતે શિષ્યોને કહ્યુ કે, કાલે અમારે અમુક ગામે જવુ છે અને ત્યા બે ત્રણ દિન રહેવુ થશે [ ૧૫ ] ત્યારે યોગ વહેનાર મુનિઓ બોલ્યા કે, ત્યા લગણ અમને વાચના કોણ આપશે ? આચાર્યે ફરમા યુ કે, વજ્ર આપશે [ ૧૬ ] તે મુનિઓ સરલ અને વિનીત હોવાથી ગુરુની તે વાતને તહત કરી કબુલતા હતા કેમકે ભદ્ર હાથીની માફક સજ્જનો ગુરુની આજ્ઞાને કદાપિ ઉલ્લઘતા નથી ( ૧૭ )

હવે ગુરુ રવાના થતાં પ્રભાતે અનુયોગની સામગ્રી કરી, તેમણે વજ્રર્ષિને ગુરુ માફક ભક્તિથી નિષદ્યા ( આસન ) પર બેસાડ્યો [ ૧૮ ] ત્યારે વજ્રમુનિ જ્ઞાનરૂપ કદને વધારવા મેઘ સમાન હોઇ, અનુક્રમે તે મહર્ષિઓને આલાવા દેવા લાગ્યો [ ૧૯ ] ત્યારે જે મદ બુદ્ધિવાળા હતા, તેમના પ્રત્યે પણ વજ્રની વાણી સફળ થવા લાગી તે નવુ આશ્ચર્ય જોઇને તમામ ગચ્છ વિસ્મય પામ્યો ( ૨૦ ) આ વેળા મુનિઓ પૂર્વે શીખીને ચોખ્ખા કરેલા આલાવાઓને સવાદ જોવા ખાતર પૂછવા લાગ્યા ત્યારે વજ્રે તેમની તેજ રીતે વ્યાખ્યા કરી ( ૨૧ ) વળી જેઓ આચાર્ય પાસેથી જેટલુ અનેક વાચનાઓ વડે

अयोचुः सारवो हृष्टा-विलम्बेत गुरुर्यदि । वज्रातिके तदाशेष-श्रुतस्कन्धः समाप्यते ॥ २३ ॥ धन्याः स्म. कृतकृत्याःस्मः-पुण्यान्युज्जागराणि नः । यदेष वाचनाचार्यो-वज्रोऽस्माभिरलभ्यत ॥ २४ ॥ श्रीमतो गुरवोस्माक-मेते धन्यतमा भुवि । शिष्योय विजयी येषां-सर्वश्रुतनिवासभू' ॥ २५ ॥ विनेयेना मुना दत्त-हस्तालवा शनैः शनैः । श्रीमद्गुरो. प्रवृद्धापि-कीर्तिर्भ्राम्यतु विष्टपे ॥ २६ ॥ अथेयद्भिर्दिनैर्वज्रो-भावी ज्ञातगुण' खलु । मुनीनामपि, मत्वेयु-र्मुदितास्तत्र सूरयः ॥ २७ ॥

मुनयस्तानवदत-भक्तिभाजोऽथ सूरिभि । पृष्टा' स्वाध्यायनिर्वाह-शर्मसुस्तेयथास्थित ॥ २८ ॥ नत्वाभूयोपि ते शिष्या-गुरुमेव व्यजिज्ञपन् । भगवन् वाचनाचार्यो-वज्र एवास्तु नः पुन. ॥ २९ ॥ गुरुर्बभाषे सर्वेषा-मेष भावी गुरुः क्रमात् । किंतु मान्योऽधुनाप्युच्चै-र्गु-

ભણ્યા હતા, તેઓ વજ્રમુનિ પાસેથી તેટલુ એક વાચનામા શીખવા લાગ્યા ( ૨૨ )

હવે સાધુઓ હર્ષિત થઇ અગ્મપરસ્પમા કહેવા લાગ્યા કે, જો ગુરુ મોડા આવે, તો વજ્રના પાસે આ શ્રુતસ્કધ જલદી સમાપ્ત થઇ જાય [ ૨૩ ] વળી આપણે ધન્ય અને કૃતકૃત્ય થયા છીએ અને આપણા પુણ્ય જાગતા છે કે, જેથી આપણે આ વજ્ર વાચનાચાર્ય મેળવ્યો છે ( ૨૪ ) વળી આ પૃથ્વીપર આપણા શ્રીમાન્ ગુરુ તો સૌથી વધુ ભાગ્યવાન્ છે કે, જેમને આવો સર્વ શ્રુતનો નિવાસ ઘર અને વિજયી શિષ્ય છે ( ૨૫ ) આ શિષ્યના હાથનો ટેકો પામીને શ્રીગુરુની વૃદ્ધ થએલી કીર્તિ હવે હળવે હળવે ( આખા ) જગતમા ભમશે [ ૨૬ ] હવે ગુરુએ ધાર્યું કે, આટલા દિવસોમા મુનિઓને વજ્રના ગુણ જણાઇ ગયા હશે, એમ ધારી તેઓ આનંદિત થઇ, ત્યા પાછા આવ્યા ( ૨૭ )

ત્યારે ભક્તિ ધરીને મુનિઓએ તેમને વાંદ્યા એટલે સૂરિએ સ્વાધ્યાયના નિર્વાહ માટે પૂછતા, તેઓએ જેમ બન્યુ હતુ, તેમ કહ્યું [ ૨૮ ] અને ફરીને ગુરુને નમીને તેઓ વીનવવા લાગ્યા કે હે ભગવન્ ! વજ્ર અમારા વાચનાચાર્ય થાઓ [ ૨૯ ] ગુરુ બોલ્યા કે, વખત આવતા એ સર્વેનો ગુરુ થશે અને હાલમા એ બાળક છે, છતા

णवृद्धोऽर्भकोऽपि हि ॥ ३० ॥ अतएव वयं ग्रामे-गमामाय च वोऽर्पि-
त । सूरियैथाहि जानीथ-यूयमस्येदृशान् गुणान् ॥ ३१ ॥ नत्व
स्य वाचनाचार्य-पदवी युज्यतेऽधुना । कर्णश्रुत्या ददेनेन-श्रुतं यन्न
गुरोर्मुखात् ॥ ३२ ॥

ततश्च श्रुतसारज्ञ' श्रुतमर्थसमन्वितं । अध्यापयद्गुरुर्वज्र-विधायो-
त्सारकल्पकं ॥ ३३ ॥ साक्षीकृतगुरुर्वज्र-मुनिर्गुर्वर्पितं श्रुतं । मातृकाप-
दवत्सर्व-स जग्राह कुशाग्रधी ॥ ३४ ॥ तथ भून्ङ्गुलविद्वज्रे-यथा सिं-
हगिरेरपि । चिरसंदेहसदोह-रजःपवनतां ययौ ॥ ३५ ॥ क्रमादासा-
दिताचार्य-वैभवो भवनाशनः । कुमतध्वातविध्वस-हसः सल्लब्धिसेव-
धि ॥ ३६ ॥

दशपूर्वश्रुताधार'—
श्रीमान् वज्रमुनीश्वरः ।

---

પણ ગુણોથી વૃદ્ધ હોવાથી ખાસ કરીને માનવા યોગ્ય છે [ ૩૦ ] એથી કરીનેજ અમે ગામડે ગયા હતા અને એ વજ્ર તમને આચાર્ય તરીકે સોપ્યો હતો કે, જેથી તમે એના એવા ગુણોને જાણો [ ૩૧ ] છતાં હમણા એને વાચનાચાર્યની પદવી આપવી ઘટે નહિ કારણ કે એણે હજુ ગુરૂના મુખથી કાનોકાન શ્રુત ગ્રહણ કર્યું નથી. ( ૩૨ )

બાદ શ્રુતના સારને જાણનાર ગુરૂ ' અમુક વયે શીખાડવુ કલ્પે " એ કલ્પને છોડીને તેને અર્થ સહિત શ્રુત શીખાડવા લાગ્યા [ ૩૩ ] ત્યારે ગુરૂની સાખે, કુશાગ્ર બુદ્ધિ વજ્રમુનિ ગુરૂએ આપેલા સર્વ શ્રુતને માતૃકાના પદની માફક (વર્ણમાળાની માફક) ગ્રહણ કરવા લાગ્યો ( ૩૪ ) એ રીતે વજ્રકુમાર શ્રુતના એવા જાણનાર થયા કે, જેથી તે સિંહગિરિના પણ લાંબા વખતના સદેહરૂપ રજને હરવા પવન સમાન થઇ પડયા ( ૩૫ ) બાદ વખત આવતા આચાર્ય પદ મેળવીને ભવને નસાડનાર કુમતરૂપ અધારાનો વિધ્વંસ કરવા સૂર્ય સમાન, રૂડી લબ્ધિઓના ભંડાર અને દશ પૂર્વના ધરનાર, શ્રીમાન

भृशं प्रभावयामास—
सुचिरं जिनशासनं ॥ ३७ ॥

## ॥ इति श्री वज्रस्वामिकथा ॥

तदेवं गुणाधिके विनेयेभ्यादेवगुरार्गौरवं—किंतु तेन शिष्येण गुणाधिकेनापिहीन इति कृत्वा न गुरुरवमान्य,—इत्येतदेवाह

## ( मूलं )

सविसेसंपि जयंतो-तेसिं मवन्न विवज्जए सम्मं ।
तो दंसणसोहीओ-सुद्धं चरणं लहइ साहू ॥ १३८ ॥

[ टीका ]

सविशेषमपि शोभनतरम-प्यास्तां सम हीनं वेत्यपेरर्थो यतमान-

---

વજ્ર મુનીશ્વર ચિરકાળ લગી જિન શાસનને ખુબ દીપાવવા લાગ્યા ( ૩૬-૩૭ )

**એ રીતે વજ્ર સ્વામિની કથા છે.**

એ રીતે ગુણાધિક શિષ્યમાં ગુરૂનું ગૌરવ રહે છે ત્યાં તે શિષ્યે ગુણાધિક હો તોપણ ગુરૂ પોતાથી હીન છે, એમ ધારી તેની અપમાનના ન કરવી તેજ કહે છે —

## મૂળનો અર્થ.

**સવિશેષપણે ઉદ્યત થતો, પણ જો શિષ્ય તેમની અવજ્ઞાનું રૂડી રીતે વર્જન કરે, તો દર્શન શુદ્ધિ થવાથી તે સાધુ શુદ્ધ ચારિત્ર પામે છે. ( ૧૩૮ )**

### ટીકાનો અર્થ.

સવિશેષપણે એટલે સરસ રીતે પણ [ અપિ શબ્દથી સરખી રીતે કે, હીન રી

स्तदावरणकर्मक्षयोपशमात् सूत्रार्थाध्ययनतपश्चरणप्रभृतिसदनुष्ठाने प्रय त्नवान् तेषां गुरूणामवज्ञामभ्युत्थानाद्यकरणरूपा वर्जयति परिहरति सम्यक् शुद्धपरिणामो भावसाधुरिति प्रकृत,—ततश्च दर्शनशुद्धेर्हेतो शुद्धमकलंक चरण चारित्र लभते प्राप्नोति साधुर्भावमुनिरिति.

अयमत्राशय —सम्यक्त्व ज्ञानचरणयोः कारण—यतएवमागम

ता दसणिस्स नाण—नाणेण विणा णहुति चरणगुणा ।
अगुणस्स नत्थि मुक्खो—नत्थि अमुक्खस्स निव्वाण ॥ (इति)

तच्च गुरुबहुमानिन एव भवत्यतो दुष्करकारकोपि तस्मिन्नवज्ञा न विदध्यात्—तदाज्ञाकारी च भूयाद्यतउक्त—

छट्ठट्ठमदसमदुवालसेहिं मासद्धमासखमणेहिं ।
अकरतो गुरुवयण—अणतससारिओ भणिओ ॥ (इत्यादि)

---

તેની વાત તો દૂર રહો ] વર્તમાન એટલે તત્કાળની કર્મના ક્ષયોપશમથી સૂત્રાર્થના અધ્યયનમા તથા તપશ્ચરણ વગેરે સારા અનુષ્ઠાનમા પ્રયત્ન કરનાર શુદ્ધ પરિણામવાળો ભાવ સાધુ તે ગુરુની અભ્યુત્થાન વગેરે નહિ કરવારૂપ અવજ્ઞા રૂડી રીતે વર્જે છે, અને તેથી દર્શન શુદ્ધિના કારણે તે ભાવ મુનિ અકલંક ચારિત્રને પામે છે

ઇહા આશય એ છે કે, સમ્યક્ત્વ એ જ્ઞાન અને ચારિત્રનુ કારણ છે જે માટે આગમમા આ રીતે કહેલુ છે —

સમ્યક્ત્વવતનેજ જ્ઞાન હોય છે, અને જ્ઞાન વિના ચારિત્રના ગુણ હોતા નથી અગુણિને મોક્ષ નથી, અને મોક્ષ વગરનાને નિર્વાણ નથી

હવે તે સમ્યક્ત્વ તો ગુરૂનો બહુ માન કરનારનેજ હોય છે, એથી કરીને દુષ્કર કારી થઇને પણ તેની અવજ્ઞા નહિ કરતા તેના આજ્ઞાકારી થવુ જે માટે કહેલુ છે કે—

છઠ્ઠ આઠમ દ્વાદશ તથા અર્ધ માસખમણ અને માસખમણ કરતો થકો પણ જે ગુરૂનુ વચન નહિ માને, તો અનત સસારી થાય છે

अथ साधुलिंगनिगमनपूर्वकं तत्फलमभिधित्सुराह.

## ॥ मूलं ॥

इय सत्तलक्खणधरो—होइ चरित्ती तओ य नियमेण ।
कल्लाणपरपरलाभ—जोगओ लहइ सिवसुक्ख ॥ १३९ ॥

( टीका )

इति रुपमदर्शने पूर्वोपदर्शितप्रकारेण सकलामार्गानुसारिणी क्रिया[1]—श्रद्धाप्रवराधर्मे[2]— प्रज्ञापनीयत्वमृजुभावात्[3]— क्रियास्वप्रमादः[4]—आरभ शक्यानुष्ठाने[5]—गरीयान् गुणानुराग[6]—गुर्वाज्ञाराधन परम[7]—मिति सप्तस-रुपया लक्षणधरो भवति चारित्री भावसाधु..

तउ त्ति सकः—च शब्दोऽवधारणे—स एव—नान्यः—कल्याणपरपरा

---

હવે સાધુના લિંગોનુ નિગમન કરતા થકા, તેનુ ફળ કહેવાની ઇચ્છાથી કાઇક કહે છે

## મૂળનો અર્થ

એ રીતે સાત લક્ષણને ધરનાર ચારિત્રી થાય છે, અને તેજ નિયમા કલ્યાણની પરપરાના લાભના યોગે કરીને શિવ સુખ પામે છે [ ૧૩૯ ]

### ટીકાનો અર્થ.

ઇતિ શબ્દ ઉપપ્રદર્શનાર્થ છે, તેથી એમ એટલે પૂર્વ બતાવેલી રીતે સકળ માર્ગાનુસારિણી ક્રિયા—ધર્મમા પ્રવર શ્રદ્ધા—સરળ ભાવથી પ્રજ્ઞાપનીયત્વ—ક્રિયામા અપ્રમાદ, શક્યાનુષ્ઠાનનો આરભ—સખત ગુણાનુરાગ અને પૂરતી રીતે ગુરૂની આજ્ઞાનુ આરાધન—એ સાત લક્ષણનો ધરનાર હોય તે ચારિત્રી એટલે ભાવ સાધુ થાય છે

તે ભાવ સાધુજ—નહિ કે, બીજો—કલ્યાણ પરપરા એટલે સુદેવપણુ સુમનુષ્યપણું

सुदेवत्वमनुजत्वादिरूपा तस्यालाभः प्राप्तिस्तद्योगात्तत्संबंधाल्लभतेऽवाप्नोति शिवसौख्यं सिद्धिशर्मेति

उक्तं श्रावकसाधुसंबंधभेदाद्विद्विधा धर्मरत्नं,—मिदानीं च यदीदृग कर्तुं शक्नोतीत्येतदाह

## ( मूलं )

दुविहंपि धम्मरयण—तरइ नरो घित्तु मविगलं सोउ ।
जस्से गवीसगुणरयण—संपया सुत्थिया अत्थि ॥ १४० ॥

( टीका )

द्विविधमपि द्विप्रकारमपि—न पुनरेकतरमेवेत्यपिशब्दार्थ'—धर्मरत्नं पूर्वोक्तशब्दार्थं तरइ त्ति शक्नोति—शकेश्चयतरतीरपारा इतिवचनात्—नर इति जातिनिर्देशा—न्नरो नरजातीयो जंतु—र्न पुन' पुमानेवेति—गृहीतु-

---

વગેરારૂપ તેનો લાભ એટલે પ્રાપ્તિ તના યોગથી એટલે સબંધથી શિવ સુખ એટલે સિદ્ધિ સુખ પામે છે

શ્રાવક અને સાધુ સબંધી એમ બે પ્રકારનું ધર્મરત્ન કહ્યું હવે કોણુ કેવા એને કરી શકે છે તે કહે છે

## મૂળનો અર્થ

બને પ્રકારના ધર્મરત્નને પૂરતી રીતે તેજ માણુસ ગ્રહણ કરી શકે કે, જેના પાસે એકવીશ ગુણની સંપદા કાયમ હોય. [૧૪૦]

### ટીકાનો અર્થ

એક પ્રકારના નહિ પણ બને પ્રકારના ધર્મરત્નને અવિકળ એટલે સંપૂર્ણપણે તેજ નર ( અહીં નર શબ્દ જાતિ વાચક છે તેથી પુરૂષજ નહિ લેતાં નરજાતિનો પ્રાણી એમ સમજવું ) ગ્રહણ કરી શકે કે જેને શ્રી પ્રભુ મહારાજાની માફક એકવીશ ગુણ

मुपादातुमविकल सपूर्ण सएव तु शब्दस्यावधारणार्थत्वात्-यस्य किमित्याह, यस्य श्रीप्रभमहाराजस्यैवैकविंशतिगुणरत्नसपत् " अक्खुद्दो रूववं पगइसोमो " इत्यादि शास्त्रपद्धतिप्रतिपादितगुणमाणिक्यविभूतिः सुस्थिता दुर्वोधाद्यदूषितत्वान्निरुपद्रवास्ति विद्यते इति.

ननु पूर्वमुक्तमेवैकविंशतिगुणसमृद्धो योग्यो धर्मरत्नस्येति,—तत्किं पुनरिदमुच्यते ?

सत्य—पूर्वं योग्यतामात्रमुक्त, यथा बालत्वेपि वर्त्तमानो राजपुत्रो राज्यार्ह उच्यते,—सप्रति करणशक्तिरप्यस्याभिधीयते-यथा प्रौढीभूतो राजपुत्रः कर्तुं शक्नोत्येतावद्वया राज्यमिति.

श्रीप्रभमहाराजकथा चेयं.

सौधोज्वलप्रभाभि-निरंतरप्रसृतधूपधूम्याभिः । जितसुरसरिदर्कसुता-सगास्ति पुरी विशालेति ॥ १ ॥ सुरलोकावधि विदल-द्विचकिल

---

રત્ન સપત્ એટલે " અક્ખુદ્દો રૂવવ પગઇસોમો " ઇત્યાદિ શાસ્ત્ર પદ્ધતિમા કહેલ એકવીશ ગુણરૂપ માણિક્યોની વિભૂતિ સુસ્થિત હોય, એટલે કે બાધ વગેરેથી અદૂષિત હોવાથી ખલન વગરની હોય

કોઇ પૂછશે કે એકવીશ ગુણવાળો હોય તે ધર્મરત્નને યોગ્ય છે એ તો પૂર્વે કહ્યુંજ છે, તો ફરી આ કેમ કહો છો ?

ખરી વાત, પણ પૂર્વે ફક્ત યોગ્યતાજ કહી છે જેમકે બાળપણામા પણ રહેલો રાજપુત્ર રાજ્યને યોગ્ય કહેવાય છે, અને હમણા એને સમર્થ કરવા પણ જણાવે છે જેમકે મોટો થએલો રાજપુત્ર આટલી ઉમ્મરે રાજ્ય કરી શકે છે

શ્રી પ્રભ મહારાજાની કથા આ છે

રાજમહેલોની ઉજળી પ્રભા તથા નિરતર પસરી રહેલા ધૂપની ધૂમાડીવડે ગગા અને યમુનાના સગમને જીતનારી વિશાળા નામે નગરી હતી ( ૧ ) ત્યા જેનું ફૂટેલી

कलिकामल यशो यस्य । प्रबलबलशत्रुसहति-कुलक्षयावधि सदा शौर्यं ॥ २ ॥ त्यागस्तर्कुकजनवाछितावधि सागरावधिर्भुवा । श्रीजिनपति पदकमल-द्वयप्रणामावधिर्भक्तिः ॥ ३ ॥ शेषः पुनर्गुणगणो-निरवधिरव धीरितान्यदोषभर । स श्रीचद्रनरेंद्र-स्तां नगरीं पालयामास ॥ ४ ॥ क्षितिपतिहृदयकुशेशय-शया सदाचरणरागपरिकलिता । शुद्धोभयपक्षा जनि-हसी हसीव तस्य जनी ॥ ५ ॥ तनयौ तयोरभूता-परिभूता-खिलविपक्षसदोहौ । ज्येष्ठः श्रीप्रभसज्ञ-स्तथाकनिष्ठः प्रभाचद्रः ॥ ६ ॥ तत्र ज्येष्ठो गाभीर्य-सागरो[1], रूपविजितरतिनाथ[2] । सौम्याकृति प्रकृत्या[3]-लोकप्रियगुणमणिकरड.[4] ॥ ७ ॥

अक्रूरचित्तपरिणति-निर्जरजनालिनीहिमानीभृत्[5] । शिवसुखघातक-पातक-भीरुत्वसरोजदिननाथः[6] ॥ ८ ॥ शठतालतालवित्र,[7] दाक्षिण्य-

---

જયના કૂલની કળીગના જેવુ નિમળ યશ દેવલોક સુધી [ પહોચતુ ] હતુ તથા જેનું શૌર્ય હમેશા જોરાવર શત્રુઓના કુળક્ષય પર્યંત ( પહોચતુ ) હતુ [ ૨ ]

જેનો ત્યાગ ( દાન ) માગણ જનના વાન્છિત સુધી પહોચતો તથા જેની જમીન દરિયા સુધી પહોચતી અને જેની ભક્તિ શ્રી જિનેશ્વરના બે ચરણ કમળ નમવા સુધી પહોચતી હતી ( ૩ ) અને જેના બીજા ગુણોના જેને તો પાર ખાળીના ગુણો નિરવધિ [ હદ વિનાના ] હતા એવો તે શ્રીચદ્ર રાજા તે નગરીને પાળતો હતો [ ૪ ] કમળમા રહેનારી હમેશા રાતા ચરણવાળી અને બે ઉજળી પાખવાળી હસની માફક રાજાના હૃદયરૂપ કમળમાં રહેનારી સદાચરણ [ આચરણ ]ના રાગવાળી અને ઉભય પક્ષથી પવિત્ર હસીનામે તેની રાણી હતી [ ૫ ] તેમને સઘળા દુશ્મનોને હરાવનાર બે પુત્ર હતા તેમાના મોટાનુ નામ શ્રી પ્રભ અને નાનાનુ નામ પ્રભાચદ્ર હતુ ( ૬ ) તેમાંનો મોટો કુમાર ગાભીર્ય ગુણનો સાગર હતો ૧ રૂપથી કામને જીતનાર હતો ૨ સ્વભાવેજ સૌમ્યાકાર હતો ૩, અને લો પ્રિય ગુણ ૫ મણીનો કરડ [કર ડિયો] હતો (૭)

અક્રૂર પરિણતિરૂપ નીઝરણાવાળી નદીનો હિમાલય હતો ૫ શિવસુખના ઘાતક પાતકના ડર કમળને વિકસિત કરવા સૂર્ય સમાન હતો ૬ [૮] શઠતારૂપ તતાને કાપવા

हिरण्यमेरुगिरिसदृश.८ । सततमकार्यलज्जा–स्फुरदलिनीकमलिनीतुल्यः९ ॥ ९ ॥ जीवदयाकैरविणी–शशभृत्१० मा-यस्थ्यहस्तिवध्याद्रिः११ । गुणरागजनवतंस.१२–साधुकथाकथनपथपाथ १३ ॥ १० ॥ जिनधर्मदक्षसत्पक्ष–रक्षसेचनपयो रम्मतिम.१४। स्फूर्जद्दुरदीर्घदर्शित्व–तारकातारकामार्ग.१५ ॥ ११ ॥ जिनपरिवृढगदितागम–विशेषविज्ञत्वकेलिधामसमः१६ । सद्बुद्धिवृद्धजनमेवनकसरसीवरमरालः१७ ॥ १२ ॥

विनयनयबद्धचेताः१८–कृतज्ञताकालिनीधुनीनाथः१९ । परहितकरणमवणः२०–सुलब्धलक्ष्यश्च कृत्येषु२१ ॥ १३ ॥ तत्रापरेद्यु रागात्–केवलकलितो गुरुर्भुवनभानुः । त नतुमगान्नृपतिः––सुतसामतादिपरिकलितः ॥ १४ ॥ कृत्वा प्रदक्षिणात्रय–मानम्य गुरु गरिष्ठया भक्त्या । उचितस्थानेन्यपद–यतिपतिरथ देशना चक्रे ॥ १५ ॥ इह भवगहनेनन्ते–

---

દાતગ્ના સમાન હતો ૭ દાક્ષિણ્યરૂપ સોનાનો મેરૂ હતો ૮ અમાર્ગથી હમેશા લજ્જારૂપ ચળકતી ભમરીને રહેવા કમલિનીની સમાન હતો ૯ [૯] જીવદયારૂપ કુમુદિનીના માટે ચદ્ર સમાન હતો ૧૦, માધ્યસ્થરૂપ હાથીનો વિ ધ્યાચળ હતો ૧૧ ગુણરાગિ જનોનો મુગટ હતો ૧૨ સારી કથા કહેવાના માર્ગનો વટેમાર્ગુ હતો ૧૩, જિનધર્મમા કુશળ એવા સારા પક્ષરૂપ કક્ષ [ ઘાસ ] ને વધારવામા મેઘ સમાન હતો ૧૪ અતિ મોટા દીર્ઘદર્શિત્વરૂપ તારાઓનો આકાશ હતો ૧૫ [૧૦-૧ ] જિનેશ્વર પ્રણીત આગમના વિશેષ વિજ્ઞાનનો ક્રીડાઘર સમાન હતો ૧ , સારી બુદ્ધિવાળા વૃદ્ધ જનોના સેવનરૂપ સરોવરમા હસ સમાન હતો ૧૭, ( ૧૨ )

વિનય નીતિમા ચિત્ત આપનાર હતો ૧૮ કૃતજ્ઞતારૂપ નદીનો દરિયો હતો ૧૯, પરહિત કરવામા તૈયાર રહેનાર હતો ૨૦, અને કરવાના કામોમા બરોબર લક્ષ આપનાર હતો ૨૧ [ ૧૩ ] ત્યા એક દિવસે ભુવનભાનુ નામે કેવળજ્ઞાની ગુરૂ પધાર્યા, તેમને નમવાને રાજા, પુત્ર, અને સામતાદિકને સાથે લઇને ત્યા આવ્યો [ ૧૪ ] તે ત્રણ પ્રદક્ષિણા કરી ગુરૂને મોટી ભક્તિથી નમીને ઉચિત સ્થાને બેઠો, એટલે યતીશ્વર દેશના દેવા લાગ્યા [ ૧૫ ] આ છેડા વગરના ભવરૂપ જગલમા ભટકતો જીવ અનેક દુ ખ સહેતો

भ्राम्यन् जीवः सहस्रसातभर । जातिकुलमभृतियुत–कथमपि लभते मनुजजन्म ॥ १६ ॥ तदवाप्य भव्यलोका–जिनधर्मं कुरुत सकलदुःखहर । स पुनर्द्वधा प्रोक्तो–यतिगृहिधर्मप्रभेदेन ॥ १७ ॥

तत्राद्ये पच यमा[१]–प्रत्येकं पच भावना पाल्याः । हिंसा[१]-लीक[२] स्तेया[३]-ब्रह्म[४]-परिग्रह विरति[५]रूपा' ॥ १८ ॥

विविधैर्नियम विधानै —प्रत्याख्यानैर्निरतर मतिमान् । आलोच्य भाषणेनापि–भावयेत् सूनृत च यम ॥ २० ॥ याचनमवग्रहस्या[१]–लोच्यावग्रहविमार्गण च भृश[२] । सततं समनुज्ञापित–भक्ताम्राभ्यवहृतेः करण[३] ॥ २१ ॥ साधर्मिकतो याचन–मवग्रहस्यैचकं[४] स्तथाम्येव । मर्यादाकरण[५] मिमा–अस्तेये भावना' पच ॥ २२ ॥

---

થકો જાતિ અને કુળ વગેરેથી યુક્ત મનુષ્ય ભવને મહા મુશ્કેલીએ પામે છે [ ૧૬ ] તે પામીને હે ભ યો ! તમે સકળ દુખ હરનાર જિન ધમ કરો તે ધમ બે પ્રકારે કહેલ છે — યતિધમ અને ગૃહિધર્મ [ ૧૭ ]

ત્યા પહેલા યતિધમમા પાચ યમ [મટા વ્રત] છે તે દરેકની પાચ પાચ ભાવનાઓ પાળવાની છે, તે પાચ યમ આ પ્રમાણે છે — હિસાનો ત્યાગ અલીકનો ત્યાગ, સ્તેયનો ત્યાગ, અબ્રહ્મનો ત્યાગ અને પરિગ્રહનો ત્યાગ ( ૧૮ )

જાતજાતના નિયમો અને પ્રત્યાખ્યાનો વડે કરીને તથા વિચારીને લોચનાવડે કરીને મતિમાન્ પુરુષે બીજાસૂનૃતરૂપ યમને ભાવવુ [ ૨૦ ] અસ્તેયરૂપ યમની પાચ ભાવના આ છે —અવગ્રહમાગવો,૧ બરોબર જોઇ તપાસી વિચારીને અવગ્રહ માગવો ૨, નિરતર ગુરુની અનુજ્ઞા લઇ ભાતપાણી વાપરવા ૩ [૨૧] સાધર્મિ પાસેથી અવગ્રહ યાચવો ૪, અને તેની મર્યા । [ મુકત ] કરવી ૫ એમ પાચ ભાવના છે [ ૨૨ ]

नारीपण्डकपशुम–निवासकुड्यान्तरासनोज्झनतः[1] । स्त्रीरम्याङ्गनिरीक्षण–निजाङ्गसंस्कारपरिहारात्[2] ॥ २३ ॥ स्निग्धात्यशनत्यागात्[3]–सरागयोषित्कथाविवर्जनतः[4] । पूर्वरतास्मरणेन[5]–ब्रह्म सदा भावयेद्धीमान् ॥ २४ ॥ स्पर्शे[1] रसे[2] च गन्धे[3]–शब्दे[4] रूपे[5] शुभाशुभे सततं । रागद्वेषत्यागो हि–भावनाः पंचमयमे स्युः ॥ २५ ॥ एवं व्रतानि पंचापि–पंचभि. पंचभिः सुरास्य भूशं । सद्भावनाभिरगम–न्नमुमतः शिवसद्मनताः ॥ २६ ॥ गृहमेधिना तु धर्मे–निशम्य सम्यक् सुसाधुगुरुपार्श्वे । ज्ञात्वा तथा गृहीत्वा–व्रतानि परिपालनीयानि ॥ २७ ॥

आयतनसेवनाद्य[1]–शील परिशीलनीयमनवरतं[2] । सद्भिः समर्जनीय[3]–स्वाध्यायप्रभृतिविभवभर.[3] ॥ २८ ॥ व्यवहारशुद्धिरनिश–मन्यै रव्याजभावनैः कार्या[4] । गुरवश्वरणविहगमतरवः शुश्रूषणीया च[5] ॥ २९ ॥ भाव्य प्रवचनकौशल–सुपेशलैर्गलितसकलपापमलैः । स्त्रीणा वश्योवश्य

સ્ત્રી—પંડક—પશુવાળી વસતિ કુડ્યાંતરિત વસતિ, અને એક આસન ત્યાગ કરવા ૧, સ્ત્રીના રમ્ય અંગ જોવાનો તથા પોતાના અંગે શણગાર કરવાનો પરિહાર કરવો ૨, સ્નિગ્ધ ભોજન તથા અતિ ભોજનનો ત્યાગ કરવો ૩, રાગથી સ્ત્રીની કથા નહિ કરવી ૪, તથા પૂર્વની ક્રીડા નહિ સંભારવી ૫. એ પાંચ ભાવનાઓથી બુદ્ધિમાને બ્રહ્મચર્ય ભાવવું (૨૩–૨૪) શુભાશુભ સ્પર્શ, રસ, ગંધ, શબ્દ, અને રૂપમાં હમેશાં રાગદ્વેષ છોડવાં એ પાંચમા યમની ભાવનાઓ છે [૨૫] એ રીતે પાંચ પાંચ ભાવનાઓથી પાંચે વ્રત બરોબર ભાવીને અનંત જીવો શિવપદ પામ્યા છે (૨૬) ગૃહસ્થના ધર્મમાં સુસાધુ ગુરુની પાસે રૂડી રીતે વ્રતો સાંભળી, જાણી, તથા લઈને પાળવાં જોઈએ [૨૭]

આયતન સેવવું, [1] નિરંતર શીળ પાળવું [2] અને સજ્જનોએ સ્વાધ્યાય વગેરે વિભવ ઉપાર્જન કરવો [3] (૨૮) વળી ભવ્ય જનોએ નિષ્કપટ ભાવ રાખીને વ્યવહાર શુદ્ધિ કરવી, [4] તથા ચારિત્રરૂપ પક્ષિના તરુસમાન ગુરૂની શુશ્રૂષા કરવી [5] [૨૯] સઘળા પાપમળ ગાળીને પ્રવચનની કુશળતાથી શોભતા થવું અને કદાપિ પોતાને સ્ત્રીની

नात्मा कार्यः कदाचिदपि[1] ॥ ३० ॥ सुज्ञानशृंखलाभि-र्हृषीककपय स मततो रोध्या[2] । गृद्धिर्नचार्थसार्थे-क्लेशायासाकरे कार्या[3] ॥ ३१ ॥ निर्वेदः ससारे-दुःखागारे सदा विधातव्य[4] । विषयाः कुनृपाधिष्ठित विषया इव दुरतस्त्याज्याः[5] ॥ ॥ ३२ ॥

तीव्रारभा दभा इव निर्दभैः कदापि नहि सेव्या[6] । सकलक्लेशनिवासे-न गेहवासे रतिः कार्या[7] ॥ ३३ ॥ धार्यं निरतीचार-सुदर्शन स्थगितदुर्गति द्वार[8] । मोहनृपविजयभेरौ-न लोकहेरौ मनो धेय[9] ॥ ३४ ॥ शुद्धागमविशदविधिः समस्तकल्याणशेवाधिः सेव्यः[10] । दानादिकश्चतुर्द्धा-धर्म' शिवशर्मकृत् कार्य.[11] ॥ ३५ ॥ न्याय्ये पथि प्रवृत्तै-र्विमुग्धहसितेवधीरणा धेया[12] । हेयौ रागद्वेषौ-भवभाविषु सकलभावेषु[13] ॥ ३६ ॥ धर्माधर्मविचार-श्चिंत्यो माध्यस्थ्यसुस्थचेतोभिः[14] । स्वजनधनादिषु निविडः प्रतिबधो नो विधातव्य[15] ॥ ३७ ॥

---

વશ નહિ થવા દેવો[1] [ ૩૦ ] સમ્યગ્જ્ઞાનરૂપ સાકળથી ઇંદ્રિયરૂપ વાંદરાને બરોબર બાંધી રાખવા,[2] અને ક્લેશ અને મહેનતના આગર સમાન ધન દોલતમા ગૃદ્ધિ નહીં કરવી[3] [ ૩૧ ] દુ ખના ઘર સસારમા હમેશા નિર્વેદ ધારવો,[4] અને વિષયો ભૂ ડા રા જના વિષય [ દેશ ] ના માફક દૂ થી તજવા[5] [ ૩૨ ]

નિર્દભ રહીને દભના માફક તીવ્ર આરભોને ક્યારે પણ નહિ સેવવા,[6] તથા સકળ ક્લેશના નિવાસ સમાન ઘરવાસમા રતિ નહિ રાખવી[7] ( ૩૩ ) દુર્ગતિના દરવાજાને ઢાંકનાર નિરતિચાર સુ ર્શન [ સમ્યક્ત્વ ] ધરવુ ૮, અને મોહરાજાના વિજયની ભેરી સમાન લોકહેરી [ દેખાદેખી ] માં મન નહિ ધરવુ ૯ ( ૩૪ ) સમસ્ત ક્લ્યાણની ખાણ એવી શુદ્ધ આગમની નિર્મળ વિધિ સેવવી ૧૦, અને શિવસુખ આપનાર દાનાદિક ચાર પ્રકારનો ધર્મ કરતા રહેવુ ૧૧, [ ૩૫ ] ન્યાયના માર્ગ ચાલતા મુગ્ધો હસે, તેપર બે દરકાર રહેવુ ૧૨, અને સઘળા સાસારિક બનાવોમા રાગ દ્વેષ નહિ કરવા ૧૩, [ ૩૬ ] વળી ધર્માધર્મનો વિચાર મધ્યસ્થપણે સુસ્થ ચિત્ત રાખીને કરવો ૧૪, અને સગાંવહાલાં તથા ધનમા આકરી પ્રીતિ નહિ બાંધવી ૧૫, [ ૩૭ ]

भोगोपभोगतृष्णा–कृष्णाहिविनिग्रहे प्रयतितव्य[१६] । सतत यतिधर्म-धुरो–द्धरणोद्धुरकंधरैर्भाव्य[१७] ॥ ३८ ॥ एवं श्रमणोपासक–धर्म विधिना विधाय विमलमनाः । सुचरित्रमाप्यलभते–भवाष्टकस्यांतरपवर्ग ॥ ३९ ॥ इत्याकर्ण्य श्रीचंद्र–नरपतिर्भुवनभानुगुरुमूले । श्रीप्रभसुतादिसहितो–जगृहे गृहमेधिना धर्म ॥ ४० ॥ अथ नत्वागुरुचरणौ–निजधाम जगाम वसुमतीनाथः । विजहार हारनिर्मल–गुणोच्चयः सूरिरन्यत्र ॥ ४१ ॥ अपरेद्युः श्रीचंद्र–क्षितीशितुः सविनय तनूजाभ्यां । संवाह्यमानचरण–द्वयस्य सुकुमारकरकमल ॥ ४२ ॥

मौलिमणिरुचिररोचीं–रचितसद सदनभूरिहरिचापैः । भक्त्या परःसहस्रै–रवनिधवैः सेव्यमानस्य ॥ ४३ ॥ राज्यभरभवनधरण–स्तंभैः सद्बुद्धिभिर्विगतदंभैः । शतशः सचिववरिष्ठै–रलंकृतासन्नदेशस्य ॥ ४४ ॥

---

ભોગોપભોગની તૃષ્ણારૂપ કાળી નાગણને પકડવા તૈયાર રહેવું ૧૬, અને નિરંતર યતિધર્મની ધુરા ઉપાડવામાં તમતૈયાર થઈ રહેવું ૧૭, ( ૩૮ ) એ રીતે વિધિપૂર્વક શ્રાવકનો ધર્મ કરી, નિર્મળ મનવાળો પુરૂષ ચારિત્ર પામી, આઠ ભવના અંદર મોક્ષ પામે છે [ ૩૯ ] એમ સાંભળીને શ્રીચંદ્રરાજાએ શ્રીપ્રભ વિગેરેની સાથે ભુવનભાનુ ગુરૂ પાસેથી ગૃહસ્થધર્મ સ્વીકાર્યો [ ૪૦ ] હવે ગુરૂના ચરણે નમી, રાજા પોતાના મુકામે આવ્યો, અને નિર્મળ ગુણવાન્ આચાર્ય અન્ય સ્થળે વિચરવા લાગ્યા [ ૪૧ )

એક દિવસે શ્રીચંદ્રરાજાને તેના બે પુત્રો વિનયપૂર્વક પોતાના કોમળ કરકમળોથી પગચંપી કરતા હતા, અને પોતાના મુગટની મણિઓની સુંદર કાંતિથી સભા સ્થાનમાં અનેક ઇંદ્રધનુષ્યો બનાવતા હજારો રાજાઓ તેને ભક્તિપૂર્વક સેવતા હતા, તથા રાજ્યભારરૂપ ભવનને ધરવા સ્તંભ સમાન, સદ્બુદ્ધિવાળા, નિષ્કપટ સેંકડો મંત્રીશ્વરો તેની આસપાસ બેઠા હતા વળી ઘણી ભારે લડાઈમાં મળતી સંપત્તિમાં લંપટ રહેનાર ક્રોડો સૈનિકોથી તે પરિવરાયેલો હતો, તેવામાં હાથમાં સોનાનો દંડ ધરનાર છડીદાર તેને આ રીતે

सहसमसमरसप–स्लपटभटकोटिभिः परिवृतस्य । करकलितकनकदण्डो–वि
ज्ञापयामास वेत्रीति ॥ ४५ ॥

( चतुर्भि कलापक )

देव दिदृक्षुर्वैरिंगमल्लनामा नटाग्रणी रुद्धः। सक्षेपनिबद्धसन–त्कुमा-
रनाट्यप्रबधोस्ति ॥ ४६ ॥ लघु मुचेत्युक्तेसति–महीभुजा वेत्रिणा स आ-
नायि । कृत्वात्रिपात्रकिंकर–मित्याशिषमथनृपस्यादात् ॥ ४७ ॥

तद्यथा—

षट्खण्डामवनिं, निधीन्नव, चतुःषष्टिं सहस्राणि च–स्त्रीणां, क्षो-
णिभुजा तदर्द्धमपरं द्वि'सप्त रत्नानि च । यस्त्यक्त्वा तृणवज्जवार्त्तिविधुरो
जैन व्रत शिश्रिये–राजर्षि' स सनत्कुमार इहते भूपाल भूयाच्छ्रिये
॥ ४८ ॥ अथ नाटकावलोकन–कौतुकरसविवशमानस सकल । निजत-
नयप्रभृतिजन–नृपतिर्विस्पष्टमैक्षिष्ट ॥ ४९ ॥

तस्यानुवृत्तिवशतः सविलासामुज्वला ततो दृष्टिं । तदभिनयकृते
स कृती–नटनेतरि पातयाचक्रे ॥ ५० ॥ बुध्ध्वाथो नृपहृदय–हृदयग-

---

निनवता लाग्या ( ४२–४३–४४–४५ ) [ आ चारे गाथाओनु कलापक छे ]

हे देव ! वैरिंगमल्ल नामे मोटो नट सनत्कुमारना नाटय प्रबधने सक्षेपमा
तैयार करी तमने भेटवा आवेलो छे, तेने मे अटकावेलो छे ( ४६ ) राजाए हरमा मु
क तो जलदी अदर मोकलाव, एटले छडीदार तेने त्या लाव्यो एटले तेणे त्रण पात्रोनी
किकर [ बेना उपर त्रीजो उभो रहे तेवो देखाव ] करीने आ प्रमाणे राजाने आशिष
देवा लग्यो ( ४७ ) छ खडवाळी पृथ्वी, नव निधान, चोसठ हजार राणीओ, बत्रीश
हजार राजाओ, अने चौद रत्नोने तणखला माफक छोडीने ससारना दु खथी गभराइ जेणे
जैननी दीक्षा लीधी, ते सनत्कुमार राजर्षि, हे भूपाळ ! तने श्रीमप्रदायक थाओ [ ४८ ]

हवे नाटक जोवाना कौतुकना रसमां पोताना पुत्रो वगेरे तमाम जनोने तेणे
खुल्ली रीते आतुर मनवाळा जोया [ ४९ ] एटले तेमनी अनुवृत्तिना वशे ते चतुर

गमया गिरागृणात् सोपि । भो भा पार्षद्यजनाः श्रीचद्रनरेश्वरप्रमुखा' ॥ ५१ ॥ क्षणमेकमेकतानी-भूय शृणुत तुर्यचक्रिणश्चरित । इति जल्प नाट्यचै-स्तदभिनय कर्त्तुमारेभे ॥ ५२ ॥

तथाहि

श्रीहस्तिनापुरपते'-सनत्कुमारस्य नृपतितिलकस्य । पट्खडभरतभर्त्तुः प्राज्य साम्राज्यमनुभवतः ॥ ५३ ॥ अप्रतिमरूपलक्ष्मी-विलोकनोत्पन्न-विस्मयोत्कर्ष' । मघ्येसभ निलिंपान् सुरपतिरिति निगदतिस्म मुदा ॥ ५४ ॥ भो भो अमरा' पश्यत-सनत्कुमारस्य सार्वभौमस्य । पूर्वार्जितशुभनिर्माण-कर्मनिर्मितलसन्मूर्त्तेः ॥ ५५ ॥ सा कापि रूपलेखा—वरेण्यलावण्यकांति परिकलिता ।। सुरसद्मजन्मिनामपि—या प्रायो नैव सभवति ॥ ५६ ॥ अश्रद्दघतावितिति सुरपतेर्वचो विजयवैजयतारव्यौ । क्षिप्र वसुधराया—द्वा वमृतभुजाववातरत ॥ ५७ ॥

---

રાજાએ તે નટનાયકને તે સનત્કુમારનો અભિનય કરી બતાવવા ખાતર તેના તરફ ઇશારો કરવા સાથે ઉંચી નજર ફેરવી [ ૫૦ ] ત્યારે રાજાનો અભિપ્રાય સમજી જઇ, તે નટ મનોહર વાણીથી બોલ્યો કે, હે શ્રીચદ્રનરેશ્વર પ્રમુખ સભાજનો ! થોડો વખત એકતાન થઇને ચોથા ચક્રવર્ત્તિનુ ચરિત્ર સાભળો, એમ બોલીને તે નટનાયક તેનો અભિનય કરવા લાગ્યો [ ૫૧-૫૨ ]

તે આ રીતે છે

શ્રીહસ્તિનાપુરના સ્વામિ છ ખડવાળા ભરતક્ષેત્રના ઉપરી, મહાન્ સામ્રાજ્ય ભોગવનાર સનત્કુમાર નરેશ્વરની અત્યુત્તમ રૂપલક્ષ્મી જોવાથી અતિ વિસ્મય પામીને સૌધર્મેંદ્ર પોતાની સભામા રહેલા દેવોને આ પ્રમાણે કહેવા લાગ્યો [ ૫૩-૫૪ ] હે દેવો ! પૂર્વે ઉપાર્જન કરેલા શુભ નિર્માણ નામ કર્મથી બનેલા ઝગતા શરીરાકારવાળા સાર્વભૌમ મહારાજા સનત્કુમારની કેવી રૂપરેખા છે, તે જુવો કે, જે અહીં દેવલોકમાં જન્મેલાઓને પણ પ્રાયે હશે નહિ ( ૫૫-૫૬ ) આ રીતે ઇદ્રે કહેલા વચનપર નાક ચઢાવીને વિજય અને વૈજયત નામના બે દેવો જલદી પૃથ્વી તરફ ઉતરી પડ્યા [ ૫૭ ]

अत्रांतरे च सर्वेपि-विस्मयस्मेरलोचनाल्लोकाः । स्तिमितो भक्ति-त्यवहित-चित्ता आकर्णयामासु ॥ ५८ ॥ तौ तदनु विप्ररूपेण-भूप-रूपावलोकनसतृष्णौ । द्वारसमीपेस्थाता प्रासादद्वारि भूमिभुजः ॥ ५९ ॥ आसीत् सनत्कुमारो-मुक्तालंकारसारनेपथ्य' । प्रारब्धमज्जनोभ्यंग-संगमंगे वहन्नुच्चै' ॥ ६० ॥ दौवारिकेण तौ विप्रपुंगवौ द्वारसंस्थितौ कथितौ । प्रावीविशत्तदाप्येष-चक्रवर्त्ती सनयवर्त्ती ॥ ६१ ॥ अप्रतिरूप रूप-तौ दृष्ट्वा तस्य राजराजस्य । मौलिं विधूनयतौ—दध्यतुरिति विस्मितौ मनसि ॥ ६२ ॥

एतस्य भालपट्टोय-मस्तशस्ताष्टमीरजानिजानि । नीलोत्पलजपत्रपत्रे-नेत्रे कर्णांतविश्रांते ॥ ६३ ॥ दतच्छदयुगमभिभूत-पक्वबिंबीफलच्छवि विकाशं । जिनशुक्तिःश्रुतयुगली—कंठोय पांचजन्यजयी ॥ ६४ ॥

---

( આ વખતે સર્વે સભાસદો વિસ્મયથી વિકસેલી આખોવડે જોના થકા ' હવે પછી શુ બનશે તે જાણવા ખાતર ધ્યાન દઇને સાભળવા લાગ્યા ) [ ૫૮ ] તે બે દેવો ત્યાર બાદ બ્રાહ્મણનુ રૂપ ધરીને રાજાનુ રૂપ જોવા આતુર થઇ, રાજમહેલના બારણે દરવાજા પાસે ઉભા રહ્યા ( ૫૯ ) આ વેળા સનત્કુમાર પોતાના અલંકાર અને કપડા ઉતારીને અગે ખુબ અભ્યગ [ તેલ અત્તર ] લગડાવી સ્નાન કરવા બેઠો હતો, તેટલે દ્વારપાળે દરવાજે બે બ્રાહ્મણો ઉભેલા જણાવ્યા ત્યારે ન્યાયશાળી તે ચક્રવર્તીએ તે વખતે પણ તેમને અદર બોલાવી લીધા [ ૬૦-૬૧ ] ત્યારે તે રાજરાજેશ્વરનુ અનુપમ રૂપ જોઇને વિસ્મિત થઇ, માથુ ધુણાવતા થકા તે બે દેવો મનમા આ રીતે વિચારવા લાગ્યા —( ૬૨ )

એનુ આ કપાળ અજવાળી આઠમના ચદ્રને ભુલાવી દે છે અને કર્ણના છેડા સુધી પહોચેલી એની આખો નીલોત્પલને જીતે તેવી છે [ ૬૩ ] એના બે હોઠ પાકેલી ગોળાની કાતિના વિકાશને હરાવે છે, બે કાન છીપને જીતે તેવા છે, અને આ કઠ પાચજન્ય શખનો વિજય કરે છે [ ૬૪ ] એની બે ભુજાઓ હસ્તિરાજની સુઢના આકારને

स्तनेरमराजस्रा–कारतिरस्कारकारिणौ चाद्रू । वप स्थलममराचल–पृथुल-शिलाश्रीविलुंटाक ॥ ६५ ॥ कटेरे करचरणतल–तर्जनकाकिल्लिपल्लव-प्रचय । निमयरमनुप्य सर्वांगश्री नहि गोचरो वाचां ॥ ६६ ॥ कोप्य-स्याद्रो लावण्यसरितपूरो निरर्गलो येन । जानीमोनाभ्यग—मविभामिव चारचाद्रिरया ॥ ६७ ॥

वर्णयतिस्म यथेंद्र–स्तथेदमाभाति समधिक चापि । न कदाचना-पि मिथ्या–वदति वाच महात्मानः ॥ ६८ ॥ किमिहागतौ भवता विति पृष्टौ चक्रिणाथ तौ जगदुः । अमतिम तवरूप–त्रिजगत्यां गीयते भूप ॥ ६९ ॥ दूरादपि तत् श्रुत्वा–तरगितामुद्रकौतुकसमुद्रौ । अवलोक-यितुमिहा वा–मायात नरेंद्रशार्दूल ॥ ७० ॥ व्यावर्ण्यमानमतुल–तवरूप शुश्रुवे यथा लोके । नरवर ततोपि सविशेप–मेतदालोकयतेस्माभिः ॥ ७१ ॥

---

તિરસ્કૃત કરે છે, તથા વક્ષસ્થળ મેરૂની પહોળી શિલાઓની શોભાને લુટે તેવી છે [૬૫] એના હાથ પગનાં તળ ખરેખર અશોકના પલ્લવોને તરછોડી નાખે તેવા છે, બીજુ વધુ શુ કહીએ ? એના સઘળા અંગોની શોભા વાણીને અગોચર છે [ ૬૬ ] એના લાવણ્યરૂપ નદીનો કોણ જાણે કેવો છુટ વહેતો પૂર છે કે, જેના લીધે ચદ્રિકામા જેમ તારાની જ્યોતિ ન દેખાય, તેમ એના શરીરે કરેલુ અભ્યગ પણ જાણી શકાતુ નથી. [ ૬૭ ]

ઇંદ્રે જેમ એનુ રૂપ વર્ણવ્યુ હતુ તેવુજ, બકે તેથી વિશેષ અધિક તે લાગે છે ખરી વાત છે કે મહાત્માઓ કોઇ વખતે પણ મિથ્યા વાણી બોલતા નથી, ( એમ દેવો વિચારવા લાગ્યા ) [ ૬૮ ] હવે ચક્રિએ તેમને પુછ્યુ કે, તમો શા પ્રયોજને અહીં આવેલા છો ? ત્યારે તેઓ બોલ્યા કે, હે ભૂપ ! ત્રણે જગતમા તારૂ રૂપ અનુપમ ગવાય છે, તે સાભળીને અમે ભારે કૌતુક પામી, હે નરેદ્ર શાર્દૂલ ! તમને જોવા માટે દુરથી અહીં આવ્યા છીએ [ ૬૯–૭૦ ] હે નરેશ્વર ! લોકમા જેવુ તારૂ રૂપ અતુલ વર્ણવાય છે, તેના કરતા પણ વિશેષ અમે જોઇએ છીએ ( ૭૧ ) આ રીતે તે બ્રાહ્મણોનુ વચન

श्रुत्वेति विप्रवचन-स्मितविच्छुरिताधरो नृप प्रोचे । कातिरिय किल क्रियती-परितोष्यगे कृताभ्यगे ॥ ७२ ॥

क्षणमात्रमितो भूत्वा-भो भो द्विजसत्तमौ प्रतीक्षेथां । मज्जनकक्षण एषोऽस्माभिर्निर्वर्त्यते यावत् ॥ ७३ ॥ रचितविचित्रावल्प-विभूषित भूरिभूषणगणेन । रूप मम पश्येत-सरत्नमिव काचन भूय. ॥ ७४ ॥ तदनुस्नातविलिप्तो-ऽलकृतिनेपथ्यभूषितो भूप । अध्यासामास सद'-सदन गगन गगनमणिवत् ॥ ७५ ॥ समनुज्ञातौ भूयोपि-भूपरूप द्विजौ प्रप-श्यतौ । दवदग्धकाचकाविव विच्छायौ झगितितौ जातौ ॥ ७६ ॥

[ अहह किमेतदिति सर्वेपि सभ्याः साकूत परस्परमुदीक्षामासु. ]

अनलकृतेपि पूर्व-मपिहृष्टे दपितौ युवा विप्रौ । समलकृतेपि सप्रति-दृश्येथे किमिति सविपादौ ? ॥ ७७ ॥ इति चक्रभृता पृष्टौ-भूदेवौ तौ जजल्पतुर्भूप । अधुना तावकदेहे-सक्राता व्याधयः सप्त ॥ ७८ ॥ तद्-

---

સાભળી હાસ્યથી હોઠ ફરકાવીને રાજા બોલ્યો કે, અભ્યગથી સઘળા સ્થળે છવાયના અગમા હમણા આ કાતિ તે શી ગણતીની હોય ( ૭૨ ) હે ભના બ્રાહ્મણો ! ક્ષણભર બહાર જઇને તમે ઉભા રહો, એટલે અમે નહાવાનો પ્રસગ પતાવી લઇએ બાદ તરેહવાર કપડાથી સજેલુ અને ઘણા ભુષણોથી શણગારેલુ મારૂ રૂપ રત્નથી જડેલા સોના માફક [ જોવા જેવુ થશે એટલે ] તમે ફરીને જોજો ( ૭૩–૭૪ ) બાદ તે ન્હાધોઇ અલ કાર તથા નેપથ્ય ( ડ્રેસ )થી શણગારેલો થઇ, આકાશમા જેમ સૂર્ય પ્રકાશે, તેમ સભા સ્થાનમા આવી બેઠો ( ૭૫ ) હવે બ્રાહ્મણોને રજા મળતા ફરીને તેઓ રાજાનુ રૂપ જોતા થકા દવથી બળેલા વાસની માફક ઝટ ઝખવાણા પડી ગયા [ ૭૬ ]

( આ વખતે સઘળા સભાસદો ચમકીને અરેરે ! આ તે શુ હશે ?' એમ ચિતવી ઇસારા સાથે અરસપરસ જોવા લાગ્યા )

ત્યારે ચક્રવર્તી તેમને પુછવા લાગ્યો કે, પૂર્વે શણગાર વગરના મને જોઇને પણ

शविनश्यदतुलाग–रूपलावण्यवर्णकातिगुण. । त्व वर्त्तस इत्यावा–प्रतिपन्नौ शोकसंभार ॥ ७९ ॥ कथमेतद्विज्ञायत—इत्येव प्रश्नितौ भरतपतिना । तौ शिष्टयथास्थितसर्वपूर्वसुरराजवृत्तांतौ ॥ ८० ॥ प्रकटितनिजस्वरूपौ—गीर्वाणौ प्रतिगतौ यथास्थान । वैराग्योपगतमति—श्चक्रधरोऽचिंतयदथैव ॥ ८१ ॥

भवनजनयुवतिचतुरंगसग्रहो यस्य कारणात् क्रियते । तदारुदारणघुणै—रिव रोगैर्लुप्यते गात्र ॥ ८२ ॥ येन विमोहितमतयो–हित महित चिंतयति नहि जीवाः । तद्यौवनमिह वनमिव–जरा दवानलशिखा दहति ॥ ८३ ॥ अवलिप्तो येन जनः–कृत्याकृत्य न वेत्ति तद्रूप । मक्षु विनश्यति धातु–क्षोभे हिमपात इव कमल ॥ ८४ ॥ अथ्योप विनाशिन–एतस्य शरीरकस्य तदिदानीं । गृह्णाम्यविनश्वरफल–मिति नृ-

---

હે વિપ્રો ! તમે હર્ષિત થયા હતા, ત્યારે હમણા મને શણગાર સજેલો છે, છતા તમે દિલગીર કેમ દેખાઓ છો ? ત્યારે તે બ્રાહ્મણો બોલ્યા કે હે ભુપતિ ! હમણા તમારા શરીરમા સાત વ્યાધિઓ ઉત્પન્ન થઇ છે, તેના લીધે તારા અગનુ અતુલ રૂપ, લાવણ્ય, વર્ણ તથા કાંતિ, ગુણ, એ બધા નાશ પામતા જાય છે એથી અમે દિલગીર બન્યા છીએ [ ૭૭–૭૮–૭૯ ] ભરતાધિપે પુછ્યુ, એ તમે કેમ જાણ્યુ ? ત્યારે તેઓ યથાર્થપણે પૂર્વે કહેલી ઇંદ્રની વાત જણાવીને પોતાનુ રૂપ દર્શાવી પોતાના સ્થાને પાછા આવ્યા હવે સનત્કુમાર વૈરાગ્યની બુદ્ધિ વરીને આ રીતે ચિતવવા લાગ્યો — ( ૮૦-૮૧ )

જેના કારણે ઘર સગા, સ્ત્રીઓ અને ચતુરંગી લશ્કરનો સંગ્રહ કરાય છે તે શરીર ભયંકર ધીમેધીમે જેમ લાકડુ બગડે છે તેમ રોગોથી બગડે છે ( ૮૨ ) જેણે કરીને મતિ મોહ દઇ જીવો હિતાહિત વિચારતા નથી, તે યૌવનને દવાનળની જ્વાળા જેમ વનને બાળે તેમ જરા બાળી દે છે ( ૮૩ ) જેનાથી ગર્વિત થઇને માણસો કૃત્યાકૃત્ય જાણી શકતા નથી, તે રૂપ હિમ પડતાં જેમ કમળ નાશ પામે, તેમ ધાતુક્ષોભ થતા ઝટ બગડી જાય છે [ ૮૪ ] તે માટે આજ કે કાલ નાશ પામનાર આ શરીરનુ અવિ-

पतिश्चेतसि विभाव्य ॥ ८५ ॥ प्राज्य साम्राज्यमिद–विहाय [ लोका अहो निरीक्षध्व ]। आदत्ते जिनदीक्षां–तारतरी मिव भवांभोधौ ॥ ८६ ॥

सागसमिव दशमद्वार–रोधिन चिकुरनिकरमसितरुचिं । ( पश्यत पश्यत पुरत॰ )–समूलमुन्मूलयत्येषः ॥ ८७ ॥ ( पुरतोवलोकयध्व ) मणिरत्नोत्कटकिरीटहारादि । आभरणसमूहो य–निर्माल्यमिवा मुनात्याजि ॥ ८८ ॥ [ निध्यात ] नाथमुक्त–क्रदत्यत.पुर स्फुरद्दु ख। खरतरसमीरलहरी–प्रकपित खगकुलमिवाग्रे ॥ ८९ ॥ हा नाथ नाथ किं वय–मेकपदेप्यशरणास्त्वयात्यक्ता.। एव विलपति जना हतसर्वस्वा इवे [ सत्व ] ॥ ९० ॥

इति तेन भरतभर्तु–र्निष्क्रमणव्यतिकरस्तथादर्शि । श्रीचंद्रनृपोपि यथा–तत्काल जातवैराग्य॰ ॥ ९१ ॥ स्मृतपूर्वभवश्रुतशुद्ध–सयम॰ पच-

---

નશ્વર ફળ હાલ મેળવી લઉં એમ ચિત્તમાં વિચારીને [ હે લોકો ! જુવો ] તે રાજા મોટું રાજ્ય ત્યાગ કરી, ભવસાગરમાં નાવ સમાન જિન દીક્ષા ગ્રહણ કરવા લાગ્યો [ ૮૫-૮૬ ]

[ સામે જુવો સામે જુવો ] આ દશમા દ્વારને રોકી રાખનાર હોવાથી જાણે અપરાધી થએલા હોય તેમ કાળી કાંતિવાળા વાળોને આ રાજા મૂળથી ઉખેડી નાખે છે [ ૮૭ ] ( સામે જુવો ) મણિ અને રત્નોથી ભરેલા મુગટ તથા હાર વગેરે આ એ આભરણો એણે નિર્માલ્ય માફક તજ્યા છે [ ૮૮ ] ( જુવો ) ધણીએ મુકી દીધેલું અંતઃપુર દુ ખી અવાજે રડતાં અગ્રભાગપર બેઠેલા પક્ષીઓ સખ્ત પવનના ઝપાટાથી ધ્રુજીને ચીચીયારી પાડે તેમ રડે છે [ ૮૯ ] [ જુવો ] હે નાથ હે નાથ ! અમો અશરણોને તું એક મ કેમ મેલી જાય છે ? એમ લુંટાયનાઓની માફક લોકો વિલાપ કરે છે ( ૯૦ )

એ રીતે નગ્નાયકે ભરતાધિપતિ અનંતકુમારના નિષ્ક્રમણનો બનાવ એવી રીતે દર્શાવ્યો કે જેથી શ્રીચંદ્ર રાજા પણ તત્કાળ વૈરાગ્ય પામી પૂર્વભવના શુભ સંયમને સ-

मुष्टिकृतलोचः । सुरदत्तसाधुवेषो–विनिर्ययौ राजमंदिरतः ॥ ९२ ॥ नट-विलसितमिमदखिल–निर्नाथान्नाथ मास्म नस्त्याक्षीः । एवं रुदत्यपि जने–विहृत. स ऋषिर्यथाभिमतं ॥ ९३ ॥ अथपितृवियोगविह्वल–चित्त मनिच्छतमश्रुपूर्णाक्ष । श्रीप्रभमुच्चै राज्ये–कौमारे च प्रभाचंद्र' ॥ ९४ ॥ विनिवेश्य विनयनम्रैः सामंतैः सचिवपुंगवैश्चोक्त । अस्तोकशोकशंकू–द्ध रणमंत्रणैरिदं वचनैः ॥ ९५ ॥

मा देव कृथाः–स्वपितुः–शोकमशोच्यो ह्यसौ महाभागः । खल-महिलेव विमुक्ता–येन समग्रापि राज्यश्रीः ॥ ९६ ॥ को नाम भार-मते–दु.करमेवंविधं श्रमणधर्मं । प्रायो वैराग्यमतिः–क्षण मेक मतिमता-मपि यत् ॥ ९७ ॥ शोच्यास्तएव ये काल–धर्मतामुपगता अकृतसुकृ-ताः । यैरुद्यत मतिधर्मे–ते भुवने पंचषाः पुरुषाः ॥ ९८ ॥ नित-मयाति को न समय ?—क'सर्व नेक्षते क्षणविनाशि ? । प्रतिसमयभावि

---

ભારી, પંચમુષ્ટિથી લોચ કરી દેવે થી સાધુનો વેષ પામી, રાજમંદિરથી નીકળી પડ્યો (૯૧–૯૨) ' આ એ બધું નટનું વિનસિત છે માટે હે નાથ ! અમોને નાથ વગરના કરી છોડી નહિ જાવ એમ તેનો પરિવાર રડતા છતા પણ તે ઋષિ પોતાની ઇચ્છા પ્રમાણે વિહાર કરવા લાગ્યો [ ૯૩ ] હવે બાપના વિયોગથી વિહ્વળ બનેલા અને આસુ ભરેલી આંખોવાળા શ્રીપ્રભકુમારને તેની ઇચ્છા નહિ છતા પણ વિનયથી નમેલા સામંતો તથા મંત્રિશ્વરોએ બેસાડ્યો અને પ્રભાચંદ્રકુમારને યુવરાજપદે સ્થાપ્યો અને ભારે શોકરૂપ શંકુ કહાડવામા હુશીયાર તે લોકોએ તેમને વચનોથી આ રીતે કહ્યું ( ૯૪–૯૫ )

હે દેવ ! તમે તમારા પિતાનો શોક મ કરો કેમકે મહાભાગ તો અશોચ્યજ છે કે, જેણે કપટી સ્ત્રીના જેવી સઘળી રાજ્યલક્ષ્મીને છોડી છે [ ૯૬ ] આવો દુકર શ્રમણ ધર્મ કોણ ઉપાડી શકે ? કેમકે બુદ્ધિવંતોની પણ વૈરાગ્યની બુદ્ધિ ક્ષણભંગુરજ રહે છે [ ૯૭ ] શોક તો તેમનો કરવો જોઇએ કે, જેઓ સુકૃત કર્યા સિવાય મરણ પામે બાકી જેઓ ધર્મમાં ખૂબ ઉદ્યમ કરે, તેવા જગતમા પાચ છજ પુરૂષો હોય છે ( ૯૮ ) કોણ શાસ્ત્ર નથી સાંભળતો ? કોણ સઘળું ક્ષણ વિનાશી છે, એમ નથી જોતો ? પ્રતિ સમયે પ્રાણિઓનું

पतिश्चेतसि विभाव्य ॥ ८५ ॥ प्राज्य साम्राज्यमिद-विहाय [ लोका अहो निरीक्षध्व ]। आदत्ते जिनदीक्षा-तारतरी मिव भवांभोधौ ॥ ८६ ॥

सागसामिव दशमद्वार-रोधिनं चिकुरनिकरमसितरुचिं । ( पश्यत पश्यत पुरत )-समूलमुन्मूलयत्येषः ॥ ८७ ॥ ( पुरतोवलोकयध्व ) मणिरत्नोत्कटकिरीटहारादि । आभरणसमूहो यं-निर्माल्यमिवामुनात्याजि ॥ ८८ ॥ [ निध्यात ] नाथमुक्त-क्रदत्यत पुर स्फुरद्दुःखं। खरतरसमीरलहरी-प्रकपित खगकुलमिवाग्रे ॥ ८९ ॥ हा नाथ नाथ किं वय-मेकपदेप्यशरणास्त्वयात्यक्ता। एव विलपति जना हतसर्वस्वा इवे [ क्षण ] ॥ ९० ॥

इति तेन भरतभर्त्तु-र्निष्क्रमणव्यतिकरस्तथादर्शि । श्रीचद्रनृपोपि यथा-तत्काल जातवैराग्य ॥ ९१ ॥ स्मृतपूर्वभवश्रुतशुद्ध-सयम पच-

---

નશ્વર ફળ દાન મેળવી લઉં એમ ચિત્તમા વિચારીને [ હ લોકો ! જુવો ] તે રાજા મોટું રાજ્ય ત્યાગ કરી, ભવસાગરમા નાવ સમાન જિન દીક્ષા ગ્રહણ કરવા લાગ્યો [ ૮૫-૮૬ ]

[ સામે જુવો સામે જુવો ] આ દશમા દ્વારને રોકી રાખનાર હોવાથી જાણે અપરાધી થએલા હોય તેમ કાળી કાંતિવાળા વાળોને આ રાજા મૂળથી ઉખેડી નાખે છે [ ૮૭ ] ( સામે જુવો ) મણિ અને રત્નોથી ભરેલા મુગટ તથા હાર વગેરા આ એ આભરણો એણે નિર્માલ્ય માફક તજ્યા છે [ ૮૮ ] ( જુવો ) ધણીએ મુકી દીધેલું અંતપુર દુખી અવાજે ક્રંદના અગ્રભાગપર બેઠેલા પક્ષીઓ સખ્ત પવનના ઝપાટાથી ધ્રુજીને ચીંચીયારી પાડે તેમ રડે છે [ ૮૯ ] [ જુવો ] હે નાથ હે નાથ ! અમો અશરણોને તુ એકદમ કેમ મેલી જાય છે ? એમ લુટાયલાઓની માફક લોકો વિલાપ કરે છે ( ૯૦ )

એ રીતે નગનાયકે ભરતાધિપતિ સનત્કુમારના નિષ્ક્રમણનો બનાવ એવી રીતે દર્શાવ્યો કે જેથી શ્રીચદ્ર રાજા પણ તત્કાળ વૈરાગ્ય પામી, પૂર્વભવના શુદ્ધ સંયમને સ-

मुष्टिकृतलोच । सुरदत्तसाधुवेषो-विनिर्ययौ राजमंदिरतः ॥ ९२ ॥ नट-विलसितमिमदखिल-निर्नाथान्नाथ मास्म नस्त्याक्षीः । एवं रुदत्यपि जने-विहतं स कुमारो यथाभिमतं ॥ ९३ ॥ अथपितृवियोगविह्वल-चित्त मनिच्छतमश्रुपूर्णाक्ष । श्रीप्रभप्रभुमुचैं राज्ये-कौमारे च प्रभाचंद्रं ॥ ९४ ॥ विनिवेश्य विनयनम्रं. सामंतैः सचिवपुंगवैश्चोक्तं । अस्तोकशोकशंकु-द्धरणप्रवणैरिदं वचनैः ॥ ९५ ॥

मा देव कृथाः-स्वपितुः-शोकमशोच्यो ह्यसौ महाभागः । खल-महिलेव विमुक्ता-येन समग्रापि राज्यश्रीः ॥ ९६ ॥ को नाम भार-मते-दुःकरमेवंविध श्रमणधर्म्मं । प्रायो वैराग्यमतिः-क्षण मेकं मतिमता-मपि यत् ॥ ९७ ॥ शोच्यास्तएव ये काल-धर्मतामुपगता अकृतसुकृ-ता. । यैरुद्यत मतिर्धर्मे-ते भुवने पचषाः पुरुषाः ॥ ९८ ॥ निश्च-मयति को न समय ?—कःसर्वं नेक्षते क्षणविनाशि ? । प्रतिसमयभावि

આગી પંચમુષ્ટિથી લોચ કરી દેવેથી સાધુનો વેષ પામી, રાજમંદિરથી નીકળી પડ્યો (૯૧-૯૨) ' આ એ બધુ નાટકનું વિલસિત છે માટે હે નાથ! અમોને નાથ વગરના કરી છોડી નહિ જા ' એમ તેનો પરિવાર રડતા છતાં પણ તે ઋષિ પોતાની ઇચ્છા પ્રમાણે વિહાર કરવા લાગ્યો [ ૯૩ ] હવે બાપના વિયોગથી વિહ્વળ બનેલા, અને આંસુ ભરેલી આંખોવાળા શ્રીપ્રભકુમારને તેની ઇચ્છા નહિ છતાં પણ વિનયથી નમેલા સામંતો તથા મંત્રિશ્વરોએ બેસાડ્યો અને પ્રભાચંદ્રકુમારને યુવરાજપદે સ્થાપ્યો અને ભારે શોકરૂપ શંકુ ખેંચવામાં કુશળ તે લોકોએ તેમને વચનોથી આ રીતે કહ્યું (૯૪-૯૫)

હે દેવ! તમે તમારા પિતાનો શોક મ કરો. કેમકે મહાભાગ તો અશોચ્યજ છે કે, જેણે કપટી સ્ત્રીના જેવી સઘળી રાજ્યલક્ષ્મીને છોડી છે [ ૯૬ ] આવો દુષ્કર શ્રમણ ધર્મ કોણ ઉપાડી શકે ? કેમકે બુદ્ધિવંતોને પણ વૈરાગ્યની બુદ્ધિ ક્ષણભરજ રહે છે [ ૯૭ ] શોક તો તેમનો કરવો જોઇએ કે જેઓ સુકૃત કર્યા સિવાય મરણ પામે બાકી જેઓ ધર્મમાં ખૂબ ઉદ્યમ કરે, તેવા જગતમાં પાંચ છજ પુરુષો હોય છે ( ૯૮ ) કોણ શાસ્ત્ર નથી સાંભળતો ? કોણ સઘળું ક્ષણ વિનાશી છે, એમ નથી જોતો ? પ્રતિ સમયે પ્રાણિઓનું

मरण-शरीरिणां को न भावयति ? ॥ ९९ ॥ को वा हृदि नहि धत्ते-गुरूपदेशं सदा सुखनिवेशं ? । कस्य नवाप्रियमक्षय-मनंतमसदृशम-मृतसौख्यं ? ॥ १०० ॥

किंतु चलचित्तभावा-त्तदनुष्ठाने भृशं गतोत्साहाः । गिरिगुरुका अपि पुरुषा-अवसर्पंतो विलोक्यंते ॥ १०१ ॥ देवेन पुनस्तत्किमपि-साहसं व्यवसितं महामतिना । यदसमसाहसिकानामपि चेतः खलु चमत्कुरुते ॥ १०२ ॥ एषोपि देवपरमो-पकारिभावेन नाटकविधाता । सद्धर्मसूरिरिव वो विशेषतश्चार्चितुयुक्तः ॥ १०३ ॥ एवं निशम्य राजा-रंगाचार्यं प्रपूज्य विससर्ज । किंचिदुपशांतशोको-नीतिलतासजलजलवाहः ॥ १०४ ॥ नीहारहारधवलान्-नव्यविहारान् विधापयन् बहुशः । गुरुगौरवेण कुर्वन्-साधर्मिकलोकवात्सल्यं ॥ १०५ ॥

मुग्धजनं सद्धर्मे-स्थिरयन् जिनशासनोन्नतीस्तन्वन् । सामायिक-

---

થતુ મરણુ કોણુ નથી વિચારતો ? હમેશા સુખ આપનાર ગુરુનો ઉપદેશ પોતાના હૃદયમા કોણુ ધારણુ નથી કરતો ? અને કોને અક્ષય અનંત અનુપમ અમૃતસુખ [ મુક્તિસુખ ] પ્રિય નથી ? [ ૯૯–૧૦૦ ]

પરંતુ પર્વત જેવા મોટા પુરુષો પણુ ચલચિત્તપણાથી ધર્મના અનુષ્ઠાનમા ઉત્સાહ છોડી પાછા પડતા દેખાય છે ( ૧૦૧ ) છતા તમારા મહા મતિવાળા પિતાએ તો કંઇ એવુ સાહસ કર્યું છે કે, જે મહા સાહસિકોના મનને પણુ ચમત્કૃત કરી નાખે છે ( ૧૦૨ ) વળી આ નાટક કરનાર તો આપના પિતાનો પરમોપકારી હોવાથી ખરા ધર્માચાર્યના માફક તમારે વિશેષે પૂજવો જોઇએ [ ૧૦૩ ] એમ સાભળીને રાજાનો શોક કંઇક નરમ પડતાં તે નીતિલતા વધારવામા સજળ મેઘ સમાન રાજા તે નાટક કરનારને બરાબર પૂજીને રજા આપવા લાગ્યો ( ૧૦૪ ) હવે તે બરફ અને હાર જેવા ધોળા અનેક નવા વિહારો [ જિનમંદિર ] કરાવવા લાગ્યો અને ભારે ભક્તિથી સાધર્મિવાત્સલ્ય કરવા લાગ્યો [ ૧૦૫ ]

વળી તે જિનશાસનની ઉન્નતિ કરતો થકો ભોળા જનોને ધર્મમાં સ્થિર કરવા

पौंपधमुख्य–धर्मनिरतोजनि भाव. ॥ १०६ ॥ अथ सतत धर्मोद्यत–मजिगीषु श्रीप्रभ नृपं ज्ञात्वा । अरिदमनक्षितिपस्त–देशमुपद्रोतुमार-भत ॥ १०७ ज्ञात्वे द चरमुखत.–स भाणित' श्रीप्रभेण दूतेन । किं ननु फतिपयसीम–ग्रामकुटीरकविलुटनतः ॥ १०८ ॥ पूर्वजविहितप्रणय-प्राग्भार मसारमारचय्य भृश । आदत्तदुर्जनत्व—विप्रियमेव मम विध-त्से ? ॥ १०९ ॥

यत॰

ते धन्याः सत्पुरुषा–येषा स्नेहोह्यभिन्नमुखरागः । वृद्धिं गच्छन्न-नुदिन–मृणमिव पुत्रेषु संचरति ॥ ११० ॥ तस्मादितोपराधा–दद्याप्यु-परममयाग एतत्ते । क्षांत, नह्यग्रेगू–भवाम्यह स्नेहतरूभेदे ॥ १११ ॥ श्रुत्वेत्यरिदमननृप–स्त दूत प्रतिहसन्निति जजल्प । भो भो त्वया निज-प्रभु–रेव वाच्यो मदीयगिरा ॥ ११२ ॥

---

લાગ્યો, અને તે પ્રકારે ફરી સામાયિક, પૌષધ વગેરે ધર્મમાં ( હમેશા ) લાગોજ રહતો [ ૧૦૬ ] હવે શ્રીપ્રભરાજાને હમેશા ધર્મમાં લાગેલા અને જીત મેળવવાની ઇચ્છા વગરનો જાણીને અરિદમનરાજા તેના દેશને ઉપદ્રવ કરવા લાગ્યો ( ૧૦૭ ) તે દૂતના મુખે જાણીને શ્રીપ્રભ રાજાએ દૂત મારફતજ તેને કહેરાવ્યુ કે અમારા સીમાડાના કેટલાક ગામડાઓ ને ઝૂંપડીઓ લૂટીને, ( ૧૦૮ ) તું આપણા પૂર્વજોએ જમાવેલી પ્રીતને ખરાબ બગાડીને તમારે દુર્જનપણુ આદરીને આવી રીતે શામાટે તુ મારૂ અપ્રિય કરે છે ? ( ૧૦૯ )

જે માટે કહ્યુ છે કે

તે સત્પુરૂષોને ધન્ય જાણવા કે, જેમનો સ્નેહ કરમાયા વગર પ્રતિદિન વૃદ્ધિ પામતો થકો કરજની માફક પુત્રોમાં પણ ચાલુ રહે છે [ ૧૧૦ ] માટે આ અપરાધથી હજી પણ વેગળો થા, આ તારા ગુન્હા હું માફ કરૂ છુ કેમકે સ્નેહરૂપ ઝાડને તોડી પાડવા હુ આગેવાની નથી કરતો ( ૧૧૧ ) આમ સાભળીને અરિદમનરાજા તે દૂત પ્રત્યે હસતો થકો બોલ્યો કે, હે દૂત ! તારે તારા ધણીને મારી તરફથી આ રીતે કહેવુ કે,— [ ૧૧૨ ]

यथा

तत्र पार्थिव धर्मार्थ–सविस्तरारब्धकुशलकृत्यस्य । पृथ्व्या॰ परिपंथनया–कृतमनयानर्थकारिण्या ॥ ११३ ॥

अथ वाछस्येनामपि–तद्दूर मुंच धर्मकर्मेदं । एकत्र कथ संभवति–खलति सीमंतसघटन ? ॥ ११४ ॥ अथ लोकरंजनामात्र–मेष आरब्धस्तत्त्वया धर्म्मः । तद्भव निश्चिंतमना–न हन्मि तव देशमहमधुना ॥ ११५ ॥ पूर्वप्रणयप्रकटन–मरनीशानां पर जिगीषूणां । दूषणमेव गरिष्ठ—गाढ मसामर्थ्यमथवापि ॥ ११६ ॥ श्रुत्वेति दूतमुखतः–श्रीप्रभराजः प्रदीप्तकोपाग्निः । किंकरगणेन सहसा—रणभेरीं ताडयामास ॥ ११७ ॥ तच्छब्दाकर्णनझगिति–मिलितचतुरंगसैन्यपरिकलितः । शत्रुमति प्रतस्थे–स्वदेशसीमान्यगात् क्रमशः ॥ ११८ ॥

अरिदमननृपोप्यस्याशु–सम्मुख समजनिष्ट रणरसिकः । अलसा न

---

હે પાર્થિવ! તે તો વિસ્તારથી ધર્મના કામ શરૂ કર્યાં છે માટે જમીન સબંધી આ અનર્થકારી માથાફેડ મોકુફ રાખવી જોઇએ [ ૧૧૩ ]

અગર જો એને પણ તુ વાચ્છતો હોય તો આ ધર્મકર્મને દૂર મૂક કેમકે માથુ બોડકુ કરાવવુ અને કેશ સમારવા એ બે એક ઠેકાણે કેમ થઇ શકે ? [ ૧૧૪ ] પણ જો તે ફક્ત લોકોને રાજી કરવા ખાતરજ આ ધર્મ આરભ્યો હોય તો નિશ્ચિત રહે હુ તારા દેશને હવેથી નહિ લૂંટીશ ( ૧૧૫ ) વળી પૂર્વના સ્નેહની વાત કરવી, તે તો વિજયના ઇચ્છુ રાજાઓને મોટુ દૂષણરૂપ છે અથવા તો પૂરતુ અસામર્થ્ય છે ( ૧૧૬ ) આ રીતે દૂતના મુખથી સાભળીને શ્રીપ્રભ રાજાએ ખૂબ ગુસ્સે થઇને કિકરો મારફત ઓચિંતી રણની ભેરી ( નોબત ) વગડાવી ( ૧૧૭ ) તેનો શબ્દ સાભળી ઝટ એકઠી થએલી ચતુરંગી સેના લઇ તે શત્રુ તરફ ચડ્યો અને ક્રમે કરી દેશના સીમાડે આવ્યો ( ૧૧૮ )

ત્યારે રણરસિઓ અરિદમનરાજા પણ તેના સામે ઝટ તૈયાર થયો કેમકે શૂરાઓ

युधे शूरा-विमा इव भंजनायेह ॥ ११९ ॥ अथ सैन्ययोर्द्वयोरपि—
सुभटाना तत्र चित्रशस्त्रभृतां । संफोटो जनि गगने-सविद्युतामिव पयो-
दानां ॥ १२० ॥ अत्यद्भुतभटवादं-रयमालवभूभुजः सुभटसघैः । परबल-
मभज्यताद्भुत-मुद्यानमिवद्विपैर्मचैः ॥ १२१ ॥ अथ रथमध्यारूढो-मग्नं
सधीरयन्ननीक स्व । उदतिष्ठतारिदमन—समरायास्फालयश्चाप ॥ १२२ ॥
युगपद्विमुक्तशितविशिख—सचयैः सोप्यधत्त रिपुसैन्य । तटपर्वतमिव
जलधेः-प्रसरद्वेलासलिलपुरैः ॥ १२३ ॥

क्षणमात्रादरिदमनः—परसैन्यमदैन्यभुजबलोऽभासीत् । कुटकोटि
लकुट इव-प्रभजनो वृक्षलक्षमिव ॥ १२४ ॥ निजसैनिकभगेन-क्रुद्धः
श्रीप्रभनृपो विपक्षबलं । उत्तस्थे सहर्तुं—कीनाशस्यानुजन्मेव ॥ १२५ ॥
नैवमनागपि सेहे-मालवपतिरापतन् परानीकैः । भुजगैरिव विनतायाः—

---

લડવા માટે આગસુ નહિ હોય, દાખલા તરીકે બાલપણે ખાવા માટે આળસુ નહિ હોય
[ ૧૧૯ ] હવે બન્ને સૈન્યના અનેક હથિયારોવાળા સુભટોનો આકાશમા વીજળીવાળા
વાદળાઓનો જેમ મેળાપ થાય તેમ મેળાપ થયો [ ૧૨૦ ] હવે માળવપતિના અતિ
અદ્ભુત ભટવાદવાળા સુભટો એ શત્રુના લશ્કરને મદોન્મત્ત હાથીઓ જેમ ઉદ્યાનને ભાગે
તેમ ભાગી નાખ્યુ, [ ૧૨૧ ] ત્યારે અરિદમનરાજા રથપર ચડીને પોતાના ભગાયેલા
લશ્કરને સાધતો થકો, ધનુષ્ય પછાડતો થકો પોતે લડવા તૈયાર થયો ( ૧૨૨ ) તે સમકાળે
તીક્ષ્ણ બાણોનો વરસાદ મચાવી દરિયાની વધતી વેળ પાણીવડે જેમ કિનારાના પર્વતને પકડે,
તેમ રિપુ સૈન્યને પકડી રહ્યો. ( ૧૨૩ )

ક્ષણ વારમા ભારે ભુજાબળવાળા અરિદમને લાકડુ જેમ ઘડાની કિનારને ભાગે
અથવા વાવાઝોડુ જેમ લાખો ઝાડોને ભાગે તેમ સામા સૈન્યને ભાગી નાખ્યુ [૧૨૪]
ત્યારે પોતાના લશ્કરનો ભંગ થવાથી કોપેલો શ્રીપ્રભરાજા યમનો નાનો ભાઈ હોય તેમ
શત્રુના લશ્કરને પુરુ કરવા ઉભો થયો [ ૧૨૫ ] માળવપતિની સામે શત્રુનુ લશ્કર ગરુ
ડની આગળ સર્પો ન ટકે, અથવા સિંહના આગળ હરણો ન ટકે, તેમ લગાર પણ ટકી

सूनुर्हरिणैरिव व्याघ्र ॥ १२६ ॥ विद्रुतसैन्य पुरत'-स्थितमरिदमन नृप रणायाय । आहास्त मालवेशो—बलानुजन्मेव भूरिबलः ॥ १२७ ॥ तदनु विचित्रैः शस्त्रै-रस्त्रैरपितौ नृपावयुध्येता । वन्येभ्याविव दशनै—रन्योन्यवधाभिलाषमती ॥ १२८ ॥

युध्वा चिरमरिदमन-गुरुशक्तिर्मालवाधिपश्चक्रे । गतवीर्य गतशस्त्रं-भुजग निर्विषमिव नरेंद्र' ॥ १२९ ॥ अरिदमननृपः श्रीप्रभ—नृपेण कलभो महागजेनेव । परिभूत' पश्चाद्मुख—मवेक्षमाण' पलायिष्ट ॥ १३० ॥ अथ तस्यश्रियमखिलां—रथकव्याश्वीयहास्तिकप्रमुखां । जगृहे श्रीप्रभराज—स्तस्य श्रीर्विक्रमो यस्य ॥ १३१ ॥ आपूर्ण इवा बुधरो—निवृत्य रणसागरादवंतीशः । कृतसकललोकतोषो—निजनगरी माजगाम ततः ॥ १३२ ॥ तत्र त्रिवर्गसार—राज्यश्रियमनुभवन्नसौ नृपतिः । भूयासमनेहास-स्व'सुरपतिवदतिचक्राम ॥ १३३ ॥

---

શકયુ નહિ [ ૧૨૬ ] ત્યારે વિખરાયના લશ્કરવાળા છતા સામે ઉભા રહેલા અરિદમન રાજાને શ્રીકૃષ્ણ જેના બળવાન્ માળવપતિએ લડવા બોલાવ્યો [ ૧૨૭ ] બાદ તે બન્ને રાજાઓ અનેક શસ્ત્ર અને અસ્ત્રથી એક બીજાને મારવાની મતિવાળા જગની હાથીઓ જેમ દાતોથી લડે તેમ લડવા લાગ્યા ( ૧૨૮ )

માળવપતિએ ઘણા વખત સુધી લડીને અરિદમનને ગારૂડી જેમ સપને નિર્વિષ કરે તેમ ગતવીર્ય અને ગતશસ્ત્ર કર્યા ( ૧૨૮ ) ત્યારે મોટા હાથીએ હણેલો હાથીનુ બચ્ચુ જેમ નાસે, તેમ શ્રીપ્રભરાજાએ પરાભવેલો અરિદમન પાછા મુખે જોતો થકો નાસવા માંડ્યો [ ૧૩૦ ] હવે તેના રથ ઘોડા હાથી વગેરે સઘળી લક્ષ્મી શ્રીપ્રભરાજાને મળી કેમકે જેનો પરાક્રમ તેની લક્ષ્મી ( ૧૩૧ ) ભરાયલા વાદળા માફક માળવપતિ રણસાગરથી નિવર્તીને સઘળા લોકોને રાજી કરતો થકો પોતાની નગરીમા આવ્યો [ ૧૩૨ ] ત્યા તે રાજા ત્રિવર્ગ સાધવા સાથે ઇંદ્રના માફક રાજ્યશ્રી ભોગવતો થકો ઘણો કાળ પસાર કરવા લાગ્યો ( ૧૩૩ )

तत्र प्रभासगुरवः–समवसृता अन्यदा सुमुनिसहिताः । वधुपरिवारयुक्त–स्तान्नतु निर्ययौ राजा ॥ १३४ ॥ सम्यक् विनम्य मुनिपति–मिलातलाश्लिष्टमस्तको नृपतिः । निषसाद यथास्थानक–मथ गुरुरिति देशना विदधे ॥ १३५ ॥

> इहहि भवसमुद्रे ससरन् भूरिकाल–
> कथमपि मनुजत्वं प्राप्नुयात् कोपि जीवः ।
> तदपि कथमपीह प्राप्य सद्धर्मकर्म–
> क्षमतनुबलमायुर्दीर्घकालाल्लभेत ॥ १३६ ॥

इदमपि समवाप्य प्रौढ मिथ्यात्वलुप्त–स्फुटविशदविवेकः पापतापातिरेकः । ( ग्र. ९००० ) पुनरपि च भवेत्रानतशोनतदुःख–व्यतिकरविधुरो य सभ्रमी बंभ्रमीति ॥१३७॥ इति भवजलराशौ मज्जनोन्मज्जनानि–मनिदधदिह दैवादाप्य भूयोपि नृत्व । दृढगुणगणलब्धां जैनदीक्षां त-

---

ત્યા એક વખત સારા મુનિઓની સાથે પ્રભાસ નામના આચાર્ય સમોસર્યા ત્યારે તેમને નમવા માટે ભાઇ અને પરિવારની સાથે રાજા નીકળ્યો [ ૧૩૪ ] તે રાજા જમીનપર માથુ અડાડી મુનીશ્વરને નમીને ઉચિત સ્થાને બેઠો, એટલે ગુરૂ આ રીતે દેશના દેવા લાગ્યા ( ૧૩૫ ) આ સંસારમા કોઇ પણ જીવ બહુ કાળ ભટકી ભટકીને મહા મુશ્કેલીએ મનુષ્યપણુ પામે છે તે પામતા પણ ધર્મ કર્મ કરવા સમર્થ શરીર બળ અને આયુષ્ય તો બહુ લાંબા વખતેજ મળે છે [ ૧૩૬ ] એ પામીને પણ ભારે મિથ્યાત્વથી અતિ નિર્મળ વિવેક ખોઇને પાપ વધારી ફરીને આ ભવમા અનત વાર અનતા દુઃખની પીડાથી વિધુર થઇ આ ઉતાવળીઓ જીવ ભટકયા કરે છે ( ૧૩૭ )

( ગ્ર ૯૦૦૦ )

આ રીતે ભવસમુદ્રના નીચે બુડતો, અને ઉપર આવતો થકો નસીબગે ફરીને મનુષ્યપણુ પામીને હે ભવ્ય લોકો ! તમે મજબુત ગુણગણથી મળેલી નાવ સમાન જૈનદીક્ષાને

रीव-च्छूयत भविकलोकाः क्लेशविच्छेददक्षां ॥ १३८ ॥

किंच—

अत्युत्कटभटकोटी-रथहरिकरिनिकरवलभरसमृद्धाः । यैर्जीयतेरिपवः पर'शता जगति ते पुरुषाः ॥ १३९ ॥ येन पुनःस्वात्मा सा-वनल्प कुविकल्पकल्पनाकलितः । जीयेत तेन विजित-त्रिजगदिद, परमशूरें सौ ॥ १४० ॥

तथाचाप.

जो सहस्स सहस्साण-सगामे दुज्जए जिणे । एग जिणिज्ज अ प्पाण-एस से परमो जओ ॥ १४१ ॥ एगे जिए जिया पच-पच जि ए जिया दस । दसहाउ जिणित्ताण-सव्वसत्तू जिणिज्ज तो ॥ १४२ ॥ इत्याकर्ण्य श्रीप्रभ-आनम्य गुरूनुवाच वः पार्श्वे । प्रव्रज्यामादास्ये-रा ज्यन्यस्य प्रभाचंद्रे ॥१४३॥ देवानुप्रियमास्य व्यथा, प्रमादमिति सूरिणा गदिते

---

નાશ કરનારી જૈન દીક્ષાને અંગીકાર કરી [ ૧૩૮ ] વળી અતિ ઉત્કટ ક્રોડો સુભટ તથા રથ ઘોડા હાથીઓના લશ્કરવાળા દુશ્મનોને જેઓ જીતે તેવા તો જગતમાં સેંકડો માણસો મળે છે પણ જે અનેક કુવિકલ્પની કલ્પના કરતા પોતાના આત્માને જીતે તેણેજ આ ત્રણ જગતને જીત્યું છે અને તેજ પરમ શૂર જાણવા [ ૧૩૯–૧૪૦ ]

જે માટે આગમમાં કહેલું છે —

જે સંગ્રામમાં લાખો દુર્જય દુશ્મનો જીતે ( તેના કરતાં ) જે એક આત્માને જીતે તેનો તે જય મોટો છે [ ૧૪૧ ] એક જીતતાં પાંચ જીતાય છે પાંચ જીતતાં દશ જીતાય છે, દશ જીત્યા એટલે સર્વ શત્રુ જીતાયા જાણવા ( ૧૪૨ ) એમ સાંભળીને શ્રીપ્રભ રાજા ગુરૂને નમીને બોલ્યો કે હું પ્રભાચંદ્રને રાજ્ય સોંપી તમારા પાસે દીક્ષા લઈશ [ ૧૪૩ ] ત્યારે આચાર્યે કહ્યું કે, હે દેવાનુપ્રિય ! પ્રમાદ કરતો ના. એમ રાજા

राजा सपरिवारो–निजधाम जगाम मुदितमनाः ॥ १४४ ॥ अथ सकलराजलोक–प्रत्यक्ष भ्रातरं प्रभाचंद्रं । संस्थाप्य राज्यभारे–प्रददाविति नरपतिः शिक्षा ॥ १४५ ॥

वत्सांतरंगशत्रून्–सदा जयेः रविजये यतस्तेषां । विजिता अप्यजिताः खलु बल्वतः शत्रवो बाह्याः ॥ १४६ ॥ परिपालयेः प्रजास्त्वं–मालिक इव सुमनसः प्रयत्नेन । सर्वत्राप्यौचित्यं–हृदये दध्या जिनेंद्रमिव ॥ १४७ ॥ इतरेतराविघातेन–वत्स धर्मार्थकामपुरुषार्थान् । प्रतिलेखनादिचेष्टाः–सुसाधुरिव साधयेः सतत ॥ १४८ ॥ सिचयमिवानलदूषित–मुञ्झेर्निजमपि नयेन परिहीणं । दुर्दममिंद्रियवर्गं दमयेस्तुरगाद्विनिवहमिव ॥ १४९ ॥ परिवर्जयेः कुसंग–द्विदलान्ने घोलभोजनमिवोच्चैः । सेवेथा आर्यजन–घनं यथा चातकसमूहः ॥ १५० ॥

यथो बंधुरभक्त्या–बंधुमिव श्राद्धलोकमचेथाः । रक्षेर्नयेन वसुधा–

હર્ષિત થઇ, પરિવાર સાથે પોતાના મુકામે આવ્યો (૧૪૪) હવે સઘળા રાજલોકની રૂબરૂમાં પોતાના ભાઇ પ્રભાચંદ્રને રાજ્યમાં સ્થાપીને તે રાજા તેને આ રીતે શીખામણ દેવા લાગ્યો (૧૪૫) હે વત્સ ! તું અંતરંગના શત્રુઓને હમેશ જીતજે કેમકે તેઓ નહિ જીતાયા હશે તો બહારના બળવાન્ શત્રુઓ જીતેલા છતાં વગર જીતેલાજ જાણવા (૧૪૬) વળી તું માળી જેમ ફુલોને રાખે તેમ તારી પ્રજાઓને નહેનત લઇ પાળજે, તથા હૃદયમાં જિનેંદ્રને વાગીએ તેમ સઘળા સ્થળે ઔચિત્યપણું ધારજે (૧૪૭) તેમજ સુસાધુ જેમ હમેશા પડિલેહણા વગેરે ક્રિયાઓને સાથે સાથે સાધે છે, તેમ તું પણ ધર્મ, અર્થ કામ, એ ત્રણ પુરૂષાર્થો પરસ્પર અવિરોધે સાધતો રહેજે (૧૪૮) અગ્નિથી બગડેલા કપડાની માફક ન્યાયહીન પોતાના સગાને દુર મુકજે અને ઘોડાઓની માફક દુર્દમ ઇંદ્રિયોને દમતો રહેજે, દ્વિદળના અન્નમાં ગોરસના માફક કુસંગને વર્જજે, અને ચાતકો જેમ મેઘને સેવે, તેમ આર્યજનને સેવજે [ ૧૪૯–૧૫૦ ]

હે બંધુ ! રૂડી ભક્તિથી શ્રદ્ધાવાન્ જનોને ભાઇ ગણીને પૂજજે, અને નાગ જેમ

सुत यथा भोगिना भर्त्ता ॥ १५१ ॥ आधारस्त्वमसि भुवो–नाधार स्त्व समस्ति कश्चिदपि । आत्मानमात्मनैव हि–तत्सतत धारयेर्वत्स ॥ १५२ ॥ इत्युक्त्वा तूष्णीकी–भूते श्रीप्रभनृपे प्रभाचद्रः । एवमिति प्रतिपेदे–सर्व भक्त्या नमद्ग्रीव' ॥ १५३ ॥ अथ सुस्नातविलिप्तो—र-त्नालकारभूपितशरीर । सदशाशुकसिचयधरो—ददर्थिभ्यो महादान ॥ १५४ ॥ कृतसकलसघपूजो–भ्रातृविधापितसहस्रनरवाह्या । शिबि कामध्यासामास–पुष्पक यक्षराज इव ॥ १५५ ॥

चतुरगचमूयुक्तेन—रघुभूपेन विनयनम्रेण । अनुगम्यमान उच्चै—र्मागधकृतजयजयाराव' ॥ १५६ ॥ पुर्यामध्यमध्येन—निर्ययौनरपतिर्म-हाभूत्या । गुरुपदपावितमुद्यान—माप्य शिबिकात उदतारीत् ॥ १५७ ॥ अथ भूषणसभार—विश्व विश्वभरापतिर्झगिति । उदतारयदगाद्भुज–द-डादिव वसुमतीभार ॥ १५८ ॥ सिद्धातगदितविधिना—गुरुणाथ श्री

અમૃતને સભાળી રાખે છે તેમ તુ વસુધાને ન્યાયથી રાખજે [ ૧૫૧ ] તુ પૃથ્વીનો આધાર છે તારો આધાર કોઇ નથી માટે હે વત્સ ! તુ પોતાનેજ પોતાને હમેશ ધારી રાખજે ( ૧૫૨ ) એમ કહીને શ્રીપ્રભ રાજા ચુપ થયો એટલે પ્રભાચદ્ર ભક્તિથી ગળુ નમાવી એ સઘળી શીખામણ કબુલ રાખવા લાગ્યો ( ૧૫૩ ) બાદ શ્રીપ્રભરાજા ન્હાઇ ધોઇ રત્નાલકારથી વિભૂષિત થઇ છેડાવાળા રેશમી વસ્ત્રો પહેરી યાચકોને મહા દાન દેતો થકો સઘળા સઘની પૂજા કરી ભાઇએ કરાવેલ હજાર માણસોથી વહાતી પાલખીપર પુષ્પક વિમાનપર કુબેર ચડે તેમ ચડી બેઠો [ ૧૫૪–૧૫૫ ]

બાદ ચતુરગી સૈનાવાળો વિનયનમ્ર ભાઇ તેની પાછળ ચાલવા લાગ્યો, અને માગધ જનો ઉચા સ્વરે જયજય શબ્દ પુકારવા લાગ્યા ( ૧૫૬ ) એ રીતે મોટા આડબરથી રાજા નગરીની વચ્ચોવચ્ચથી પસાર થઇ, ગુરુના ચરણથી પવિત્ર ઉદ્યાનમા આવતા પાલખીથી નીચે ઉતર્યો ( ૧૫૭ ) હવે તે ભૂપતિએ પોતાના ભુજદડથી જેમ જમીનનો ભાર ઉતાર્યો, તેમ પોતાના અગથી સઘળા આભૂષણો ઉતાર્યા [ ૧૫૮ ] બાદ ગુરુએ સિદ્ધાતમા

प्रभः परिव्राज्य । परमामुददधत्सा—भारत्या समनुशिष्ट इति ॥ १५९ ॥ कमठेंदुदर्शनमिव—प्राप्यदुरापां जिनाधिपतिदीक्षां । शयनासनादिचेष्टा—सकलापि हि यतनया कार्या ॥ १६० ॥

यतः

यतना सुधर्मजननी—यतना धर्मस्य पालनी नित्यं । तद्वृद्धिकरी यतना–सर्वत्र सुखावहा यतना ॥ १६१ ॥ एकामेवहि यतना–ससेव्य विलीनकर्ममलपटलाः । प्रापुरनंता' सत्त्वाः शिवमक्षयमव्ययं स्थानं ॥ १६२ ॥ एवं शिक्षादत्वा–प्रभासगुरवो विजह्रुरन्यत्र । शारदिकवारिदा इव–तिष्ठंत्येकत्र नहि मुनय' ॥ १६३ ॥ श्रीप्रभराजर्षिरपि–प्रतिसमयविशुध्यदमलपरिणामः । यूथपतिनेव कलभः–सततं विजहार सह गुरुणा ॥ १६४ ॥

जिनपरिवृढगदितागम–सूत्रार्थसुधां पिबन्नमर्त्य इव । पंचमहाव्रत-

---

કહેલી વિધિથી તેને દીક્ષા આપીને પરમ આનંદ આપનારી વાણીથી આ રીતે શીખામણ આપી ( ૧૫૯ ) કાચમાને ચંદ્રનું દર્શન થયું તે દૃષ્ટાંતે દુર્લભ જિનદીક્ષા પામીને શયન, આસન વગેરે સઘળી ચેષ્ટા યતનાપૂર્વક કરવી જોઇએ [ ૧૬૦ ]

જે માટે યતના ધર્મની ઉત્પાદક છે, યતના ધર્મની નિત્ય રક્ષક છે, યતના તેની વૃદ્ધિ કરનાર છે, અને સર્વ સ્થળે યતનાજ સુખકારક છે ( ૧૬૧ ) એક યતનાને સેવીને અનંતા જીવો કર્મમળ દૂર કરી, અક્ષર અવ્યય શિવપદ પામ્યા છે [ ૧૬૨ ] એમ શિક્ષા આપીને પ્રભાસગુરુ બીજા સ્થળે વિચરવા લાગ્યા કેમકે શરદ્ઋતુના વાદળા માફક મુનિઓ એક ઠેકાણે રહેતા નથી [ ૧૬૩ ] શ્રીપ્રભ રાજા પણ પ્રતિસમયે વિશુદ્ધ થતા નિર્મળ પરિણામવાળો થઇને હાથીનું બચ્ચું જેમ યથપતિ [ ટોળાના સરદાર ] હાથી સાથે ફરે, તેમ ગુરુની સંઘાતે હમેશ વિચરવા લાગ્યો. ( ૧૬૪ )

હવે તે શ્રીપ્રભ મુનિ જિનેશ્વર કથિત આગમના સૂત્રાર્થરૂપ અમૃતને દેવની માફક

भार-दधद्वनीभारमिव शेष. ॥ १६५ ॥ पच निशाता समिती-र्हस्त-न्यस्तानिव धनुर्धरो बिभ्रत् । तिस्रो गुप्तीः शक्ती-र्नरपतिरिव धारयन शुद्धा' ॥ १६६ ॥ मार्गानुसारिणीमिह-कुर्वन् सकला क्रिया सुपांथइव । श्रद्धा प्रवरां धर्मे-तन्वन् मकरद इव भृग ॥ १६७ ॥ प्रज्ञापनीयभावेन-सयुतो भद्रवारण इवोच्चै । साधक इव विद्यासु-प्रमादमुक्तः क्रियासु सदा ॥ १६८ ॥ आद्रियमाण' शक्या-नुष्ठाने योग्यमद इव वैद्य. । हृष्यन् गुणाढ्यसगे-सरउत्सगे मराल इव ॥ १६९ ॥

आराधयन् गुरुजनं-परमात्मान यथा परमयोगी । सुचिर निरतिचार-चरण परिपालयामास ॥ १७० ॥ अथ वर्गत्रयपालन-परायणस्य प्रभेंदुराजस्य । तनयावुभावभूता-हरिषेण पद्मसज्ञश्च ॥ १७१ ॥ तौ सकलकलापूर्णौ-पूर्णेंदू इव समस्तजनसुखदौ । अपराविव भुजदडौ—

પીતો થકો, પાચ મહાનતના ભારને શેષનાગ જેમ પૃથ્વીનો ભાર ઉપાડે તેમ ઉપાડતો થકો —[ ૧૬૫ ] પાચ તીક્ષ્ણ સમિતિઓને ધનુધારી જેમ હાથમા પાચ બાણ ધરે, તેમ ધારતો થકો ત્રણ ગુપ્તિઓને રાજા જેમ ત્રણ શક્તિઓ ધારે તેમ શુદ્ધ રીતે ધારતો થકો,— ( ૧૬૬ ) સારા વટેમાગુની માફક સઘળી માર્ગાનુસારિણી ક્રિયા કરતો થકો, ફૂલોના રસમા ભમરો જેમ પ્રીતિ રાખે તેમ ધર્મમા શ્રદ્ધા રાખતો થકો —[ ૧૬૭ ] ભદ્ર હાથીની માફક પ્રજ્ઞાપનીયપણાથી યુક્ત થયો થકો વિદ્યાસાધક જેમ વિદ્યાઓમા અપ્રમાદી રહે, તેમ ક્રિયાઓમા હમેશ પ્રમાદ રહિત રહેતો થકો —[ ૧૬૮ ] વૈદ્ય જેમ યોગ્ય માત્રાને સ્વીકારે, તેમ શક્યાનુષ્ઠાનને સ્વીકારતો થકો તળાવના વચ્ચે રહી, હસ જેમ રાજી થાય, તેમ ગુણવાનના સગે રાજી થતો થકો — ( ૧૬૯ )

અને પરમ યોગી જેમ પરમાત્માને આરાધે, તેમ ગુરુજનને આરાધતો થકો ચિરકાળ લગી નિરતીચાર ચારિત્ર પાળવા લાગ્યો [ ૧૭૦ ] હવે આણીમેર ત્રિવર્ગ પાળતા પ્રભાચદ્ર રાજાને હરિષેણ અને પદ્મનામે બે પુત્રો થયા ( ૧૭૧ ) તે બે સકળ કળાઓથી પૂર્ણ થઈ, પૂનમના ચદ્ર માફક સમસ્ત જનને સુખદાયી થયા થમ રાજાના

रेजाते तस्य भूपस्य ॥ १७२ ॥ अपरेद्युरवनिजाने–रजनिष्टारोचिकत्व-मङ्गादौ । मरुनिपतितहंस इव–प्रतिदिनमक्षीयत ततो सौ ॥ १७३ ॥ आहूता वरवैद्या'–क्रिया विचित्राश्च तैः समारब्धाः । न च जज्ञे कोपि गुणो–व्यचिंतयत्तत इति नरेंद्र. ॥ १७४ ॥

द्रव्यौषधैः किमेभि–र्ज्येष्ठं पुत्रं निवेश्य राज्यभरे । कौमारे च कनिष्ठं श्रयामि धर्मौषधमिदानीं ॥ १७५ ॥ अत्रांतरे च सहसा–संजात प्रबलशूलरोगेण । अपि वैद्यै. क्रियमाणो–पचारं आपन्मृतिं पद्मः ॥ १७६ ॥ अथ तनयमरणमाकर्ण्य–नृपतिरस्तोकशोक संतप्तः । दंभोलिनिहत गिरिरिव–मूर्च्छाविवश. पपात भुवि ॥ १७७ ॥ पवनाद्युपचारवशा–द्वाप्य चैतन्यमिति नृपोव्यलपत् । हा पुत्र क्वासि गतः ?–प्रतिवचन किं न ममदत्से ? ॥ १७८ ॥ उदियाय पूर्णचंद्रो–हा ग्रस्यत मङ्क्षु सैंहि-केयेन । अहह फलेग्रहिरभवत् तरुरुदमूल्यत महाकरिणा ॥ १७९ ॥

---

જાણે બીજા મેરુ જ હોય તેમ શોભવા લાગ્યા [ ૧૭૨ ] હવે એક વેળા રાજાને અંગ વગેરેમાં અરોચકભાવ થયો તેથી તે મરુભૂમિમાં આવી પડેલા હંસના માફક પ્રતિ દિન ઘસાતો ગયો [ ૧૭૩ ) ત્યારે સારા વૈદ્યો બોલાવવામાં આવ્યા, તેમણે અનેક ક્રિયાઓ કરવા માંડી, પણ કંઈ ગુણ થયો નહિ ત્યારે રાજા આ રીતે વિચારવા લાગ્યો ( ૧૭૪ )

આ વ્યાધિથી શું થવાનું છે? હવે તો મોટા પુત્રને રાજ્યમાં સ્થાપી અને નાનાને યુવરાજપદે સ્થાપી હું ધર્મારાધન કરું તો ઠીક [ ૧૭૫ ] એવામાં ઓચિંતા વધેલા પ્રબળ શૂળથી વૈદ્યોએ ઉપચાર કર્યા છતાં પણ પદ્મકુમાર મરણ પામ્યો [ ૧૭૬ ] ત્યારે પુત્રનું મરણ સાંભળીને રાજા ભારે શોકથી સંતપ્ત થઈ વજ્રથી હણાયલા પર્વતના માફક મૂર્છાવશ જમીનપર પડ્યો [ ૧૭૭ ] બાદ પવનાદિના ઉપચારથી તે ચૈતન્ય પામ્યો ત્યારે આ રીતે વિલાપ કરવા લાગ્યો —હે પુત્ર! તું ક્યાં ગયો છે? મને ઉત્તર કેમ નથી આપતો? [ ૧૭૮ ] અરે! પૂર્ણચંદ્ર ઉગ્યો કે ઝટ રાહુએ ગ્રસ્ત કર્યો! અરેરે! ફળપર આવેલું ઝાડ મોટા હાથીએ ઉખાડી નાખ્યું! ( ૧૭૯ )

पोतः प्राप पयोनिधि–पारं तटशिखरिणा हहाभजि ! । दृष्टो निधिर्विशालो—हा हा ह्रियत हतविधिना ! ॥ १८० ॥ उदनम टभोवाहो–नभस्वता क्षिप्यत क्षणेनाहो ! । राज्योचितोजनि हहा—तनयः समहारि दैवेन ! ॥ १८१ ॥ एवं प्रलपन् सचिवै–र्व्यबोधि कथमपि नृपो करोत् सूनो । मृतकृत्यमल्पशोकः–न्नालेने व मनसि दध्यौ ॥ १८२ ॥ ये दण्डसात् सुमेरु–पृथिवीं वा छत्रसात् क्षमाः कर्तुं । तेपि स्वमन्यमवितु–नालं किं हत पुनरितरे ! ॥ १८३ ॥ पीयूषपोपपुष्ट–पविभीषणपाणिरमरकोटिवृतः । सुरपतिरपि सुरलोका–च्च्यवते पक्वफलमिवद्रोः ॥ १८४ ॥

षष्टिं पुत्रसहस्रान्–सगरश्चक्र्यपि न रक्षितुमधीशः । ज्वलनप्रभायमादित्र–ततोपि किं त्वं बलिष्ठतरः ? ॥ १८५ ॥ कृत्वा पातकमपि यान्–पुष्येदुरपश्यतामपि हि तेषां । रंक इव यमेन भवी–गतशरणोनीयेत

---

હાય હાય ! દરિયાની કાંઠે આવેલા વહાણ ભાંગી નાખ્યા અરેરે ! મસ મોટો નિધાન દેખાયુ કે કમનસીબે હરી લીધું ! [ ૧૮૦ ] અરે વાદળું ઉંચે ચડ્યું કે પવને ક્ષણમાં વિખેરી નાખ્યું, હાય હાય ! એમ આ કુમાર રાજ્યને ઉચિત થયો, એટલામાં દૈવે હરી લીધો [ ૧૮૧ ] એ રીતે પ્રલાપ કરતા રાજાને મંત્રિઓએ જેમ તેમ કરી સમજાવ્યો એટલે તેણે તે પુત્રનું મૃત્યુકૃત્ય કર્યું બાદ ઓછો કરી અલ્પ શોક થયો થકો તે મનમાં આવું વિચારવા લાગ્યો ( ૧૮૨ ) જેઓ મેરૂને દંડ અને પૃથ્વીને છત્ર કરવા સમર્થ હતા તેઓ પણ સ્વપરને બચાવી શક્યા નથી તો બીજાનો શું ગજું છે ? [ ૧૮૩ ] અમૃતથી પોષાતો, હાથમાં ભયાનક વજ્ર ધારણ કરતો કોડો દેવતાથી પરિવરેલો ઇંદ્ર પણ ઝાડ પરથી પાકું ફળ પડે તેમ દેવલોકથી પડે છે [ ૧૮૪ ]

સગર ચક્રવર્તિ પણ સાઠ હજાર છોકરાઓને યમ જેવા જ્વલન પ્રભથી બચાવી શક્યો નહિ તો શું તું તેનાથી પણ વધારે બળિષ્ટ છે કે ? ( ૧૮૫ ) પાપ કરીને જેમનો પોષતા હોય, તેઓ દેખતાં છતાં રાંકની માફક બિચારા અશરણ મસાણી જનને યમ

कुर्द्धा ॥ १८६ ॥ नीतस्ततश्च नरके–सहते खलु वेदनाः परमघोराः । जन्मांतरानुधावीनि देहिनामहह कर्माणि ! ॥ १८७ ॥ जननी मे जनको मे–भ्राता मे सुतकलत्रवर्गो मे । मिथ्यैव बुद्धिरेषा–न देहमपि वस्तुतः स्वीय ॥ १८८ ॥ पुत्रादीनामेषां–भिन्नस्थानात्समेयुषां स्थाने । एकत्र निवासः खलु–विहगानामिवतरौ साय ॥ १८९ ॥

गच्छति ततोपि पुनः–पृथक् पृथक् स्थानकेषु देहभृतः । एकत्र निशि सुषुप्ता–निशावसाने यथा पाथाः ॥ १९० ॥ अरघट्टघटीन्याया–दयाहिरेयाहिरां क्रियां सतत । इह कुर्वतां तनुभृता–को हत स्व· परः को वा ? ॥ १९१ ॥ एव यावत् सवेग–सगतश्चिंतयत्यवनिनाथः । तावत् तत्रोद्याने–कुमारनन्दी गुरु प्राप ॥ १९२ ॥ गुर्वागमन ज्ञात्वा–गत्वा तत्र प्रणम्य मुनिनाथ । उचितस्थाने निषसाद–देशनामथ गुरुर्वि-

---

ધમડીને લઈ જાય છે [ ૧૮૬ ] તેને તે નરકમા લાવે છે, એટલે ત્યા તે પરમ ઘોર વેદનાઓ સહે છે કેમકે પ્રાણિઓના કર્મ જન્માતરે પણ દોડના આવે છે ( ૧૮૭ ) મારી મા, મારો બાપ મારો ભાઈ મારા દીકરા મારી સ્ત્રી, એ બુદ્ધિ મિથ્યા છે પરમાર્થે દેહ પણ પોતાનો નથી [ ૧૮૮ ] આ એ પુત્રાદિક જૂદા જૂદા સ્થાનથી આવીને એક સ્થાને આવી વસ્યા છે તે ખરેખર સધ્યાકાળે ઝાડમા પક્ષિઓ આવી વસે, તેના જેવુ છે [ ૧૮૯ ]

ત્યાથી પાછા રાતે સૂઇને સવારે ઉઠેના વટેમાર્ગુઓના માફક જીવો જૂદા જૂદા સ્થાને ચાલ્યા જાય છે [ ૧૯૦ ] આ રીતે અરઘટ્ટની ઘડીઓના ન્યાયથી હમેશા આવ જાવની ક્રિયા કરતા જીવોને અહીં કોણ પોતાનો અને કોણ પારકો છે ? ( ૧૯૧ ) એ રીતે રાજા સવેગે ચડીને ચિતવતો હતો એવામા ત્યા ઉદ્યાનમા કુમારનંદી ગુરૂ પધાર્યા [ ૧૯૨ ] ત્યારે ગુરૂનુ આગમન જાણી ત્યા જઇ તેમને નમીને રાજા ઉચિત સ્થાને બેઠો, એટલે ગુરૂ દેશના દેવા લાગ્યા [ ૧૯૩ ] સઘળી બાજુએથી પોતના જાતવાળાઓથી તથા

दधे ॥ १९३ ॥ दिग्भ्य. सर्वाभ्योपि–स्वतोन्यतश्चापतद्विपन्निवहा. । यमदतयन्नसस्थाः–कष्ट जीवति तनुभाजः ॥ १९४ ॥

जीवातुभिरगदगणै–रायुर्वेदेन सप्रभेदेन । मृत्युजयादिभिर्वर–मत्रैर्नहि रक्ष्यते मृत्यो. ॥ १९५ ॥ अहह खलमार्यमघन–महाधन मदमेधस प्राज्ञ । कवलयति सततमशरण–मविशेपेणेव समवर्त्ती ॥ १९६ ॥ तापापहमजरामर—पदमंदश्रमणधर्ममसृतसम । मुक्त्वा तदत्र भुवने–क्वचिदपिनान्यच्छरणमस्ति ॥ १९७ ॥ इत्याकर्ण्य नरेशो–विनम्ययतिपतिपदौ जगादेति । यतिधर्मेच्छेरनिश–पालितगृहमेधि धर्मस्य ॥ १९८ ॥ पूर्वभवार्जितगुरुतर—रोगभरमसरविधुरदेहस्य । दीक्षा गृहीतुमनलभूष्णो रुचित किमधुना मे ? ॥ १९९ ॥

अल्पायुष्कत्वमथो—जानन्नृपतेर्गुरुर्वभाणेह । स्वातीचारान् विकटय–यमाश्रपुनरुच्चर नरेश ॥ २०० ॥ क्षमयस्व प्राणिगण–व्युत्सृज सर्वा-

---

परज्ञत वाळाओथी आवी पडनी अनेक आफ्तो भोरवता थक यमना द तपनमा रहेला प्राणिओ महा मुश्केलीओ जीवे छे ( १९४ )

जीवाडनार अनेक औषधो तथा तमाम जातना आयुर्वेदना उपयोगो तथा मृत्युजय वगेरे सरस मत्रो पण मोतथी बचावी शकता नथी [ १९५ ] अफसोसनी वात छे के धूर्त तथा आर्यो निधन तथा महा धनवानने, म द बुद्धि तथा प्राज्ञने समवर्त्ती ( मृत्यु ) कइ पण फरक राख्या वगर निरतर खातो रहे छे [ १९६ ] माटे तापने हरनार अने अजरामर पद देनार अमृत समान श्रमणधर्मने छोडीने आ जगत्मा क्या पण बीजु कोइ शरण नथी ( १९७ ) एम साभळीने राजा यतीश्वरना पगे नमीने बोल्यो के हु श्रावकनो धर्म पाळी चूक्यो छु, अने यतिधर्म करवा निरतर इच्छु छु [ १९८ ] छतां पूर्वभवे उपार्जेला ( कर्मथी थएला ) भारे रोगना जोरथी शरीरे पीडाउं छु, एटले दीक्षा लइ शकतो नथी माटे हवे माउ शु करवु उचित छे ? [ १९९ ]

त्यारे गुरु राजानु अल्पायु जाणीने बोल्या के हे नरेश्वर ! ताग अतिचार

णि पातकपदानि । जिनसिद्धसाधुधर्म-सम्यक् शरणं प्रपद्यस्व ॥ २०१ ॥ गर्हस्व दुःकृतभर-कुरुष्व सुकृतानुमोदन भूप । शुभभावनां च भावय-मुदितो नशन प्रपद्यस्व ॥ २०२ ॥ पच नमस्कार स्मर-विमुच ममतां च राज्यराष्ट्रादौ । इति गुरुगिरो निशम्य-प्रमुदितचित्तो महीभर्त्ता ॥ २०३ ॥ निजतनये हरिषेणे-हर्षेण निवेश्य वसुमतीभार । सघ च क्षमयित्वा-विधाप्य पूजां जिनगृहेषु ॥ २०४ ॥

सुगुरोः सपक्षमनशन-मुररीचक्रे समाहितमनस्कः । स्वाध्यायध्यानपरो-वासरसप्तकमतीयाय ॥ २०५ ॥ विदलचरणावारक-कर्मचयोऽत्रांतरे प्रभाचद्र । विहितांजलिर्गुरुमति-विज्ञपयामासिवानेव ॥ २०६ ॥ दीक्षा जगृहे न मया-प्रभोल्पसत्त्वेन पूर्वमधुना किं । सा समुचिता गृहीतु-नवेति ? गुरुराह भो भूप ॥ २०७ ॥ एकाहमपि प्राणी-प्रव्रज्या पालयेदनन्यमनाः । यदि नहि गच्छेन्मोक्ष-स भवेद्वैमानिकोवश्य

આલોવ, અને ફરીને વ્રતનો ઉચ્ચાર કર [ ૨૦૦ ] પ્રાણીઓને ખમાવ, સઘળા પાપસ્થાનને વોસરાવ, જિન સિદ્ધ સાધુ અને ધર્મનું રૂડી રીતે શરણ લે, ( ૨૦૧ ) દુષ્કૃતની ગર્હા કર સુકૃતની અનુમોદના કર, શુભ ભાવના ભાવ, અને આનંદથી અણુસણ લે [ ૨૦૨ ] પંચ નમસ્કાર મંત્ર સંભાર, અને રાજ્ય અને રાષ્ટ્રની મમતા છોડ એમ ગુરૂની વાણી સાંભળીને રાજા હર્ષિત થયો [ ૨૦૩ ] બાદ તેણે પોતાના પુત્ર હરિષેણને હર્ષથી પૃથ્વીનો ભાર સોંપ્યો, સંઘને ખમાવ્યું, અને જિનમંદિરોમાં પૂજા કરાવી [ ૨૦૪ ]

બાદ તેણે સુગુરૂની સાખે સમાહિત મનથી અણુસણુ લઇ સ્વાધ્યાય ધ્યાનમાં તત્પર રહી, સાત દિવસ પસાર કર્યા એટલામાં તેનું ચારિત્રાવરણી કર્મ તૂટ્યું એટલે તે અંજલિ જોડીને ગુરૂને આ રીતે વિનવવા લાગ્યો [ ૨૦૫-૨૦૬ ] હે પ્રભુ ! મેં અલ્પ સત્ત્વવાન્ બની પૂર્વે દીક્ષા નથી લીધી, તો હવે તે લેવી ઉચિત છે કે નહિ ? ત્યારે ગુરૂ બોલ્યા કે, હે ભૂપતિ ! જે પ્રાણી એક મનથી એક દિવસ પણ પ્રવ્રજ્યા પાળે, તે જો મોક્ષે નહિ જાય, તો વૈમાનિક તો અવશ્ય થાય છે [ ૨૦૭-૨૦૮ ] માટે હજુ પણ

॥ २०८ ॥ तत् सस्तारकदीक्षामधुनापि विधेहि धेहि समभाव। श्रुत्वै-च मुदितमनाः सस्तारकयत्यभून्नृपति' ॥ २०९ ॥

अनिश श्रुतिपत्रपुटे न पिबन् समयामृतं विगततृष्ण. । अवगाढो हस इव-स्फुर्जन्निरवधिसमाधिह्रदे ॥ २१० ॥ पक्ष विहितानशन'-पच नमस्कृतिमनुस्मरन् मनसि । मृत्वा स वैजयते-महर्द्धिरमर समुत्पेदे ॥ २११ ॥ ग्रामपुरकर्वटादिषु-सार्द्ध विहरन् प्रभासमुनिपतिना । श्रीम-भमुनिररिदमन—क्षितिपतिजनपदमथायासीत् ॥ २१२ ॥ तत्र च निशम्य लोकात् प्रभेंदुराजस्य मरणवृत्तात । वैराग्योपगतमना-एव स महामना दध्यौ ॥ २१३ ॥ धन्यः कृतकृत्यो य-कृतार्थजन्मा नृपः प्र भाचद्र । पडितमरण लब्ध-भवकोटिसुदुर्लभ येन ॥ २१४ ॥

सुरगिरिधीरेणापि च-मर्त्तव्य फेरभीरुणापि तथा । उभयोर्नियते मरणे-धीरतया तद्वर मरण ॥ २१५ ॥ तद्वेधाकृतसंलेखनस्य चिरवि-

---

सस्तारक दीक्षा लई ले, अने समभाव धारण कर एम साभळीने राजा हर्ष पामी सस्तारक यति थयो [ २०९ ]

ते निरतर कर्णरूप पत्रपुटथी सिद्धातरूपी अमृत पीतो थको, तृष्णा रहित थको उछळता महान् समाधिरूप द्रह मा हस नी माफक अवगाहना करवा लाग्यो (२१०) आ रीते पदर दिवस अणसण पाळी मनमा पच नमस्कार सभारतो थको मरीने वैजयत विमानमा मोटी ऋद्धिवाळो देवता थयो (२११) आणीमेर श्रीप्रभमुनि प्रभास मुनीश्वरना साथे गाम पुर अने खेटखर्वटादिकमां विचरतो थको अरिदमन राजाना देशमा आव्यो [ २१२ ] त्या लोकमुखे प्रभाचद्र राजानु मरणवृत्तात साभळीने वैराग्य पामी ते महामनस्वी आवु चिंतववा लाग्यो के ए प्रभाचद्रराजा धन्य अने कृतकृत्य थयो के जेणे क्रोडो भवमा पण अति दुर्लभ पडितमरण मेळव्यु [ २१३-२१४ ]

मेरु जेवा धीरने पण मरवानु छे, अने शियाळ जेवा बीकणने पण मरवानु छे, एम बनेने मरवु तो नक्की छे, तो पछी धीर रहीनेज मरवु सारु छे ( २१५ ) माटे

हितनिमलचरणस्य । अभ्युद्यतमरणं खलु—विरातुमुचितं ममाप्यधुना ॥ २१६ ॥ एवं विभाव्य स मुनि—र्गुरूननुज्ञाप्य पापरिमुक्तः । मति-समयशुभ्यदध्यवसायो देहेपिच निरीह ॥ २१७ ॥ समशत्रुमित्रभावो-निर्जंतुशिलातल समनुसृत्य । विधिना सुमनः—अनशनमथ पाद-पोपगम ॥ २१८ ॥ अत्रांतरे चरमुखा—दरिदमनपो निशम्य तद्वृत्तं । आगम्य तत्र हृष्टस्तस्य मुनेरिति नुतिं चक्रे ॥ २१९ ॥

जय जय मुनीश विकसितशतदलदलपटलविमलकीर्त्तिभर । निःशेषसत्त्वसंहति—रक्षादक्षाशय सुधीर ॥ २२० ॥ शुचिसत्यवचनरचना—प्रपचपीयूषशमितभवदाह । दशनविशोधनमात्रेपि—परधने निःस्पृहमनस्क ॥ २२१ ॥ जितभुवनमदनमस्तक-कुंभस्थलदलनकेसरिवरिष्ट । पदलग्नधूलिलीला—परिमुक्तमाज्यसाम्राज्य ॥ २२२ ॥ मैत्रीप्रमोदकरुणा—माध्यस्थ्य महार्णवावगाढाय । अतिदुष्करतरतपसे—नमोनमस्ते महाभाग ॥ २२३ ॥

---

એ પ્રકારે સલેખના મે કરી છે, અને ચિરકાળ ચરિત્ર પાળ્યુ છે તો હવે મારે મરણ સામે થઇ મરવુ, એટલે અણુમણ લઇ મરવુ ઉચિત છે ( ૨૧૬ ) એમ વિચારીને તે મુનિ ગુરૂની રજા લઇ પાપથી મુક્ત રહી પ્રતિસમય ચડતા પરિણામે દેહમા પણ નિસ્પૃહ થયો થકો—શત્રુ મિત્રપર સમભાવ રાખી નિર્જીવ શિલાપર જઇને, નિર્મળ મનથી વિધિપૂર્વક પાદપોપગમ અણુમણ લેતો હતો [ ૨૧૭-૨૧૮ ] આ અવસરે ચરના મુખથી તે વૃત્તાત સાંભળીને અરિદમનરાજા ત્યા આવી હર્ષ પામી તે મુનિની આ રીતે સ્તુતિ કરવા લાગ્યો ( ૨૧૯ )

હે મુનીશ્વર ! તુ વિકસિત શત પત્રના દળપટલના જેવી વિમળ કીર્તિવાળો છે, સઘળા જીવોની રક્ષામા દક્ષ આશયવાળો છે, અત્યત ધૈર્યવાળો છે ( ૨૨૦ ) પવિત્ર સત્ય વચનની રચનાના વિસ્તારરૂપ અમૃતથી સસારની બળતરાને સમવનાર છે, દાત શોધવા જેટલી પરાઇ ચીજમા પણ નિસ્પૃહ મન રાખનાર છે ( ૨૨૧ ) જગતને જીતનાર કામરૂપ હાથીના કુભસ્થળ વિદારવામા મોટા કેસરીસિંહ સમાન છે, અને પગમા લાગેલી

इति तेन तूयमानोपि सर्वथोत्कर्षवर्जितः स मुनिः। तत्काल त्रुटितायु'-परमध्यान समधिरूढ. ॥ २२४ ॥

मुक्त्वा तनूमवक्रयकुटीपरीत्यागहेलयानेन । सर्वार्थवरविमाने-त्रिदशवरिष्ट॰ समजनिष्ट ॥ २२५ ॥ हर्षप्रकर्षकलितै-रथ तस्य कलेवरस्य सन्निहितैः । विबुधैर्विदधे महिमा-गंधोदककुसुमवर्षेण ॥ २२६ ॥ देवः स तत्र हस्तो-च्छ्रयो निशाकरकरप्रतिमरोचि । त्रियुतत्रिंशज्जलधि-स्थिति रहमिंद्रो विगतमानः ॥ २२७ ॥ सुखशय्यामधिशयितो-निःप्रतिकर्मा सदा विमललेश्य' । मुक्तस्थानांतरगतिरकृतोत्तरवैक्रियविकारः॥ २२८ ॥ आयु सागरसख्यै.-पक्षैः कुर्वन् सुगंधिनि.श्वसित । वर्षसहस्रैस्तावद्भि-रेष आहारयन् मनसा ॥ २२९ ॥

---

ધુરા મારક ઝપાટાથી મહાન્ રાજ્યને મૂકનાર છે [ ૨૨૨ ] [ માટે જયવાન્ રહે જયવાન્ રહે ] મૈત્રી પ્રમો૰ કરુણા, અને માધ્યસ્થ્યરૂપ મહાસાગરમાં અવગાહી રહેના અને અતિ દુ શ્તર તપ કરનાર હે મહાભાગ ! તુજને નમસ્કાર છે નમસ્કાર છે ( ૨૨૩ ) એ રીતે તેણે સ્તવ્યા છતા પણ સર્વથા ઉત્કર્ષ રહિત રહીને તે મુનિ તે વખતે આયુ ત્રૂટતા પરમ ધ્યાનપર ચડયા [ ૨૨૪ ]

તે આ શરીરને ભાડાની કોટડીને મૂકી આપીએ તેમ સપાટામા છોડી પરતુ મેલીને સર્વાર્થસિદ્ધ વિમાનમા ઉત્તમ દેવતા થયો ( ૨૨૫ ) હવે ત્યાં નજીકમા રહેતા દેવોએ હર્ષિત થઇને તે ગધોદક અને કુસુમની વૃષ્ટિ વરસાવીને તે મુનિના કલેવરનો મહિમા કર્યો [ ૨૨૬ ] સર્વાર્થસિદ્ધ વિમાનમા તે દેવ એક હાથ ઉંચો અને ચદ્રના કિરણ જેવી કાતિવાળો તેત્રીશ સાગરોપમના આયુષ્યવાળો અહમિદ્ર, અહકાર રહિત, સુખશય્યામા સૂતો રહેનાર, નિ પ્રતિકર્મ ( શણગાર ઉતારવા પહેરવાની ખટપટ વિનાનો ) હમેશા વિમળ લેશ્યાવાળો, સ્થાનાતરે જવા આવવાની જજાળથી મુક્ત રહેનાર ઉત્તર વૈક્રિય વિકારને નહિ કરનાર, તેત્રીશ પક્ષે સુગંધિ નિ શ્વાસ લેનાર, અને તેત્રીશ હજાર વર્ષે મનવડે આહાર લેનાર. ( ૨૨૭-૨૨૮-૨૨૯ )

भिन्ना च लोकनालीं विलोकयन्नवधिसंपदा मुदितः । निर्वृति-सुखदेशीय सुखमनुभूय प्रवरतेजाः ॥ २३० ॥ स्वस्वस्थानाच्च्युत्वा श्रीप्रभजीवः प्रभेंदुजीवश्च । अपरविदेहे मुक्तिं-लप्स्येते शुद्धच-रणेन ॥ २३१ ॥

एवं संयुत एकविंशतिगुणैः स श्रीप्रभः क्ष्मापति'—
साधुश्रावकधर्मभारधरणे धौरेयकोऽजायत ।
तद्भो भव्यजनाः सनातनसुखस्थानाप्तिबद्धादरा—
एतान् मूलगुणानुपार्जितुमहो यत्नं विधत्तान्वहं ॥ २३२ ॥

## ( इति श्रीप्रभमहाराजकथा )

( छ )

एवं च स्थिते विशेषतः पूर्वाचार्याणां श्लाघामाह.

---

તથા અવધિ જ્ઞાનથી લોકનાળને જુદી રહેલી જોતો થકો આનંદિત રહીને પ્રવર તેજસ્વી હોઈ મુક્તિ સરખું સુખ ભોગવતો રહ્યો (૨૩૦) આ શ્રીપ્રભ અને પ્રભાચંદ્રના જીવ સ્વસ્થ સ્થાનથી ચવીને પશ્ચિમ મહા વિદેહમાં શુદ્ધ ચારિત્ર પાળી મુક્તિ પામશે [૨૩૧] એ રીતે એકવીશ ગુણોથી યુક્ત તે શ્રીપ્રભ રાજા સાધુ શ્રાવકના ધર્મનો ભાર ધરવામાં ધોરી થયો માટે હે ભવ્ય જનો ! તમે પણ શાશ્વત સુખસ્થાન મેળવવામાં આદર લાવીને એ મૂળ ગુણોને ઉપાર્જન કરવા હરરોજ યત્ન કરતા રહો (૨૩૨)

એ રીતે શ્રીપ્રભ મહારાજની કથા છે.

એમ હોવાથી વિશેષે કરીને પૂર્વાચાર્યોની પ્રશંસા કરે છે —

## ॥ मूलं ॥

ता सुट्ठु इम भणिय—पुव्वायरिएहिं परहियरएहिं।
इगवीसगुणोवेओ—जोगो सइ धमरयणस्स ॥ १४१ ॥

( टीका )

यत एभिर्गुणैर्युक्तो धर्म्म कर्त्तु शक्नोति, तत सुष्ठु शोभन-मिद भणितमुक्त पूर्वाचार्यैः पूर्वकालसभवसूरिभिः परहितरतैरन्यजनोपकारकरणलालसै किं तदित्याह—एकविंशतिगुणैरुपेतो युक्तो योग्य उचितः सइ त्ति सदा धर्मरत्नस्य पूर्व्वावर्णितस्वरूपस्येति

अथ प्रकृतशास्त्रार्थमनुवदन्नुपसहारगाथायुगलमाह

---

### મૂળનો અર્થ

તે માટે પરહિત પરાયણ પૂર્વાચાર્યોએ એ ઠીક કહ્યુ છે કે, એકવીશ ગુણોએ કરીને જે યુક્ત હોય, તેજ હમેશા ધર્મ-રત્નને યોગ્ય થાય છે [ ૧૪૧ ]

#### ટીકાનો અર્થ

જે માટે એ ગુણોથી યુક્ત હોય તે ધર્મ કરી શકે છે તે માટે પૂર્વાચાર્યોએ એટલે પૂર્વ કાળમા થએલા સૂરિઓએ પરહિતરત એટલે અન્ય જનનો ઉપકાર કરવામા લાલસ થઇને આ એ સુષ્ઠુ કહ્યુ છે એટલે કે શોભન—સારૂ—ઠીક કહ્યુ છે કે, એક વીશ ગુણોએ કરીને ઉપેત એટલે યુક્ત હોય, તે સદા પૂર્વે વર્ણવેલા સ્વરૂપવાળા ધર્મરત્નને યોગ્ય થાય છે

હવે પ્રકૃત શાસ્ત્રાર્થનો અનુવાદ કરતા થકા ઉપસહારની બે ગાથા કહે છે —

# ( मूलं )

धम्मरयणत्थियाण–देसचरित्तीण तह चरित्तीण ।
लिंगाइं जाइं समए–भणियाइं मुणियतत्तेहिं ॥ १४२ ॥

तेसिं इमो भावत्थो–नियमइविहवाणुसारओ भणिओ ।
सपराणुग्गहहेउं–समासओ संतिसूरीहिं ॥ १४३ ॥

( टीका )

धर्मरत्नोचितानामुक्तस्वरूपाणां देशचारित्रिणां श्रमणोपासकाना तथा चारित्रिणां साधूनां लिंगानि चिन्हानि यानि समये सिद्धांते भणितान्यभिहितानि मुणितनत्वैरवबुद्धसिद्धांततत्वै,–रिति प्रथमगाथार्थः–तेषामयमुक्तस्वरूपो भावार्थस्तात्पर्यं निजमतिविभवानुसारतः स्वबुद्धिसंपदनुरूप

---

## મૂળનો અર્થ,

ધર્મરત્નના અર્થી, દેશ ચારિત્રી તથા ( સર્વ ) ચારિત્રીના જે ચિન્હો તત્વના જાણ પુરૂષોએ સિદ્ધાતમા કહ્યા છે, તેમનો આ ભાવાર્થ પોતાની મતિની સંપદાના અનુસારે સ્વપરના અનુગ્રહ માટે શાંતિસૂરિએ સંક્ષેપથી કહ્યો છે [ १४२–१४३ ]

## ટીકાનો અર્થ.

ધર્મરત્નને ઉચિત દેશ ચારિત્રિયા એટલે શ્રમણોપાસકો અને ચારિત્રિયા એટલે સાધુઓ તેમનાં લિંગો એટલે ચિન્હો જે સમયમાં એટલે સિદ્ધાંતમાં ભણ્યા છે, એટલે કહ્યાં છે મુણિત તત્વ પુરૂષોએ એટલે સિદ્ધાંતના તત્વને સમજનાર પુરૂષોએ એ પહેલી ગાથાનો અર્થ છે, તેઓનો આ પૂર્વ કહેલા સ્વરૂપવાળો ભાવાર્થ એટલે તાત્પર્ય નિજમતિ

भणितः—सिद्धांतमहार्णवे पारस्य लब्धुमशक्यत्वात्यावदात्मबुद्धं ताव द्भणितमितिभाव'

किमर्थं पुनरियान् प्रयास कृत इत्याह—स्वपरयोरनुग्रह उपकार' सएव हेतु' कारण यस्य भणनस्य तत् स्वपरानुग्रहहेतु क्रियाविशेषण मेतत्

स्वपरानुग्रहोप्यागमादेव भाविष्यतीति चेन्न—तत्रागमे कोप्यर्थ' क्वापि भणितस्तमल्पायुषोल्पमेधसश्चैदयुगीना नावगन्तुमीशा इति समासतो-ल्पग्रंथेन भणित'

केरित्याह—शांतिसूरिभिर्जिनप्रवचनावदातमतिभि परोपकारैकर-सिकमानसैश्चंद्रकुलविमलनभस्तलनिशीथिनीनाथैरिति द्वितीयगाथार्थ

अथ शिष्याणामर्थित्वोत्पादनायोक्तशास्त्रार्थपरिज्ञानस्यफलमुपदर्श-यन्नाह

---

વિભવના અનુસારે એટલે પોતાની બુદ્ધિ સપત્તના પ્રમાણે કહ્યા છે મતલબ કે સિદ્ધાંત રૂપ મહા સમુદ્રનો પાર પામવો અશક્ય હોવાથી જેટલું જાણ્યુ તેટલુ કહ્યુ છે

શા માટે આવડો પ્રયાસ કરેલો છે ? એટલા માટે કહે છે કે સ્વપરનો અનુ-ગ્રહ એટલે ઉપકાર તેજ હેતુ એટલે કારણ છે જે કહેવાનુ તે સ્વપરાનુગ્રહ હેતુ એ ક્રિયા વિશેષણ છે

સ્વપરાનુગ્રહ તો આગમથીજ થશે એમ કોઇ કહે તો એમ નથી કેમકે આગમમાં તો કોઇ અર્થ ક્યા અને કોઇ ક્યા કહેલ છે, તેને હાલના અલ્પાયુ અને અલ્પ બુદ્ધિવાળા જીવો સમજી શકે નહિ, તેટલા ખાતર સમાસથી એટલે સ્વલ્પ ગ્રંથથી આ કહ્યા છે

કોણે કહ્યા ? તો કહે છે કે, શાન્તિસૂરિએ એટલે કે જિન પ્રવચનથી નિર્મળ થએલ બુદ્ધિવાળા પરોપકારના રસિક મનવાળા, ચદ્રકુળરૂપ વિમળ નભસ્તળમાં ચદ્રમા સમાન શાન્તિસૂરિ નામના આચાર્યે એ બીજી ગાથાનો અર્થ છે

હવે શિષ્યોને અર્થિપણુ ઉપજાવવા ખાતર કહેલા શાસ્ત્રાર્થના પરિજ્ઞાનનું ફળ બતાવે છે

## ॥ मूलं ॥

जो परिभावइ एयं–संमं सिद्धंतगब्भजुत्तीहिं ।
सो मुत्तिमग्गलग्गो–कुग्गहत्तेसु नहु पडइ ॥ १४४ ।

( टीका )

यःकश्चिल्लघुकर्मा परिभावयति सम्यगालोचयत्येनं पूर्वोक्त धर्मलिंगभावार्थं सम्यग् मध्यस्थभावेन सिद्धांतगर्भाभिरागमसाराभिर्युक्तिभि रुपपत्तिभिः, स प्राणी मुक्तिमार्गे निर्वाणनगराध्वनि लग्नो गंतुंप्रवृत्तः कुग्रहाद्दुःषमाभाविनो मतिमोहविशेषास्तएव गर्त्ता अवटा–गतिविघातहेतुत्वादनर्थजनकत्वाच्च–तेषु नैव पतति–हु शब्दस्यावधारणर्थत्वा–दतएव सुखेन सन्मार्गेण गच्छती ति

उक्त प्रकरणार्थपरिभावनस्यानंतरं फल–मधुना परंपरफलमाह.

---

### મૂળનો અર્થ

જે કોઇ એને સમ્યક્ રીતે સિદ્ધાતની યુક્તિઓથી વિચારે, તે મુક્તિ માર્ગમા લાગ્યો રહી કુગ્રહરૂપ ખાડામા નહિ પડે. [૧૪૪]

### ટીકાનો અર્થ.

જે કોઇ લઘુકર્મી પુરૂષ એ પૂર્વોક્ત ધર્મલિંગોના ભાવાર્થને સમ્યક્ રીતે એટલે મધ્યસ્થપણે સિદ્ધાત ગર્ભ યુક્તિઓથી એટલે આગમના પુરાવાવાળી યુક્તિઓથી બરોબર વિચારે તે પ્રાણી મુક્તિ માર્ગમા એટલે નિર્વાણ નગરના રસ્તામાં લાગ્યો થકો એટલે ચાલવા માંડ્યો થકો કુગ્રહ એટલે દુ:ષમા કાળમા થનાર મતિમોહ વિશેષ તે રૂપ ગર્ત્ત એટલે કુવાઓ કે ખાડાઓ કેમકે તે ગતિમાં અટકાવ કરે છે તથા અનર્થ પણ ઉત્પન્ન કરે છે, તે ખાડાઓમા નજ પડે હુ શબ્દ અવધારણાર્થે છે, અને તેથીજ તે સુખે કરીને સન્માર્ગે ચાલ્યો જાય છે

પ્રકરણના અર્થને વિચારવાનુ અનતર ફળ કહ્યું. હવે પરપર ફળ કહે છે

## ॥ मूलं ॥

इय धम्मरयणपगरण-मणुदियहं जे मणमि भावंति ।
ते गलियकलिलपका-निव्वाणसुहाइ पावंति ॥ १४५ ॥

[ टीका ]

इत्यनतरोक्त धर्मरत्नमुक्तशब्दार्थं तत्प्रतिपादकप्रकरणं शास्त्रविशेषो धर्मरत्नप्रकरणमनुदिवस प्रतिदिन-मुपलक्षणत्वात् प्रतिप्रहरमित्याद्यपि द्रष्टव्य ये केचिदासन्नमुक्तिगमना मनसि हृदये भावयति विवेकसार चिंतयति, ते शुभशुभतराध्यवसायभाजो-गलितोऽपेत कलिलपक' पातकमल्लोरकरो येभ्यस्ते गलितकलिलपका-निव्वाणसुहाइ ति-निर्वाण सिद्धिस्तत आधारे आधेयोपचारादिह निर्वाणशब्देन निर्वाणगता जीवा उच्यते सिद्धा इत्यर्थः

---

### મૂળનો અર્થ

આ રીતે ધર્મરત્ન પ્રકરણને દરરોજ જે મનમા વિચારે છે, તેઓ પાપપકથી રહિત થઇ નિર્વાણ સુખોને પામે છે [ ૧૪૫ ]

### ટીકાનો અર્થ

આ અાતર કહેલા ધર્મરત્નનુ પ્રતિપાદક પ્રકરણ એટને શાસ્ત્રશેષ તે ધમરત્ન પ્રકરણ તેને અનુદિવસ એટલે પ્રતિદિન—ઉપલક્ષણથી પ્રતિપ્રહર વગેરે પણ જાણી લેવુ જે કોઇ આસનમુક્તિગામિ જીવો મનમા ભાવે છે, એટલે વિવેકપૂર્વક ચિતવે છે, તેઓ શુભ શુભતર અધ્યવસાયવાળા થઇ પાપપકથી રહિત થઇને નિર્વાણના સુખોને પામે છે નિર્વાણ એટલે સિદ્ધિ જાણવી તેથી આધારમા આધેયનો ઉપચાર કરતા અહીં નિર્વાણ શબ્દે નિર્વાણમાં રહેનાર જીવો એટલે કે સિદ્ધો જાણવા

तेच गतिस्थानावगाहनाभिरेव सूत्रे चिंत्यते—तत्र गतिः

लाउयएरण्डफले-अग्गी धूमय इसुधणुविमुक्के ।
गइपुव्वपओगेण-एव सिद्धाणगिंइओ ॥ १ ॥
अलोए पडिहया सिद्धा-लोयग्गेय पइट्ठिया ।
इह बोंदिं चइत्ताण-तत्थ गतूण सिज्झइ ॥ २ ॥

स्थानंतु—

ईसीपब्भाराए-सीयाए जोयणम्मि लोगंतो ।
बारसहिं जोयणेहिं-सिद्धी सव्वट्ठसिद्धाओ ॥ ३ ॥
निम्मलदगरयवन्ना-तुसारगोक्खीरहारसारिवन्ना ।
उत्ताणयछत्तयसंठिया य भणिया जिणवरेहिं ॥ ४ ॥
एगा जोयणकोडी-लक्खा बायालतीसयसहस्सा ।
दोय सय अउणवन्ना-सिद्धिसिलाए इमा परिही ॥ ५ ॥

---

તે સિદ્ધો ગતિ સ્થાન અને અવગાહનાથી આ રીતે સૂત્રમા વિચારેલા છે

ત્યાં ગતિ આ રીતે છે

તુંબડુ એરંડિયાનું ફળ, અગ્નિ ધૂમ, ધનુષ્યથી છૂટેલ બાણ એમના માફક પૂર્વ પ્રયોગથી સિદ્ધોની ગતિ છે [ ૧ ] અલોકથી પ્રતિહત થઇને સિદ્ધના જીવો લોકાગ્રમા રહે છે તેઓ અહીં શરીર છોડીને ત્યાં જઇ સિદ્ધ થાય છે ( ૨ )

સ્થાન આ રીતે છે—

ઇષત્પ્રાગ્ભાર શિલાથી યોજનપર લોકનો અંત છે, અને સર્વાર્થસિદ્ધ વિમાનથી બાર યોજનપર સિદ્ધિ છે ( ૩ )

નિર્મળ પાણીના બિંદુ, બરફ, ગોક્ષીર અને હારના સરખા વર્ણવાની અર્થાત્ ધોળી, અને ઉંધા છત્રના આકારે રહેલી સિદ્ધિશિલા જિનેશ્વરે કહેલી છે [ ૪ ] સિદ્ધિશિલાની પરિધિ એક ક્રો. બેતાળીશ લાખ ત્રીશ હજાર બેસો અને ઓગણપચાસ યોજન

बहुमज्झदेसभाए-अट्ठेव य जोयणाइ बाहल्लं ।
चरिमंतेसुय तणुई-अंगुलसंखिज्जइं भागं ॥ ६ ॥ ( इति )

अवगाहना पुनः शरीरभावात्सिद्धजीवप्रदेशावगाढाकाशप्रदेशरूपेह गृह्यते—

तत्र—

ईसीपब्भाराए उवरिं खलु जोयणस्स जो कोसो ।
कोसस्सय छब्भाए सिद्धाणो गाहणा भणिया ॥ १ ॥
तिन्निसया तित्तीसा-धणुत्तिभागोय होइ उक्कोसा ।
चत्तारि य रयणीओ-रयणितिभागूणिया मज्झा ॥ २ ॥
ओगाहणा जहन्ना-समहियअट्ठंगुला य इगरयणी ।
सेलेसिसद्ठियतणु-त्तिभागहीणा तदाकारा ॥ ३ ॥ ( इति )

ततो निर्वाणगतानि सौख्यानि सिद्धशर्माणि प्राप्नुवंति लभते

---

છે ( ૫ ) તે બહુ મધ્યદેશ ભાગમાં એટલે પૂરા વચ્ચમાં આઠ યોજન જાડી છે, અને છેડાઓમાં ઝીણી એટલે આગળના સંખ્યાતા ભાગ જેટલી છે [ ૬ ] અવગાહના તે સિદ્ધોનું શરીર નહિ હોવાથી સિદ્ધ જીવોના પ્રદેશથી અવગાહ થએલા ( વ્યાપ્ત થએલા ) આકાશ પ્રદેશરૂપે ગ્રહણ લેવી

ત્યાં ઇષત્ પ્રાગ્ભારાની ઉપરના યોજનનો જે છેલ્લો કોશ ( ગાઉ ) તે કોશના છઠ્ઠા ભાગમાં સિદ્ધોની અવગાહના છે [ ૧ ] ત્રણસો તેત્રીશ ધનુષ્ય અને એક તૃતીયાંશ ધનુષ્ય એ ઉત્કૃષ્ટી અવગાહના, અને ચાર હાથમાં એક તૃતીયાંશ કમતી એ મધ્યમ અવગાહના છે [ ૨ ] જઘન્ય અવગાહના એક હાથ ને આઠ આગળ છે એ બધી અવગાહના શૈલેષીકરણ વખતે રહેલા શરીર કરતા તેના એક તૃતીયાંશ ઉણી અને તેના જેવા આકાર વાળી હોય છે [ ૩ ]

તે માટે નિર્વાણગત સુખોને એટલે સિદ્ધ જીવોના સુખોને પામે છે, એમ સમજવું

तानि पुनरेवमागमे वर्ण्यंते —

नवि अत्थि माणुसाणं–त सुक्ख नविय सव्वदेवाणं ।
ज सिद्धाण सुक्खं–अव्वाबाह उवगयाण ॥ १ ॥
जह नाम कोइ मिच्छो–नगरगुणे बहुविहे वियाणतो ।
न चएइ परिकहेउ–उवमाइ तहिं असतीए ॥ २ ॥

म्लेच्छज्ञात त्वेवं

कोइ नरिंदो निय पट्टणाउ विवरीयसिक्खतुरएण । अडवीए प-क्खित्तो–खुहापिवासाहिं परिभूओ ॥ १ ॥ पायवतलंमि पडिओ-केणा-वि पुलिंदएण करुणाए । विहिओ पउणसरीरो–वरसलिलप्फलफलप्पया-णेण ॥ २ ॥ पिलियंमि यनियसिन्ने–नेइ कयन्नुत्ति निवो नयरे । ठावइ वर पासाए–परिहावइ पवरचीराइ ॥ ३ ॥ वरभोयगपमुहेहिं–दि-

---

સિદ્ધના સુખો આગમમા આ રીતે વર્ણવ્યા છે —

માણુસોને તે સુખ નથી તેમજ સર્વ દેવોને પણ તે સુખ નથી, કે જે સુખ અવ્યાબાધ પદને પામેલા સિદ્ધોને છે ( ૧ ) જેમ કોઇ મ્લેચ્છ નગરના અનેક પ્રકારના ગુણો જાણતો થકો પણ કહેવાને સમર્થ નહિ થાય કેમકે તેને ત્યા કોઇ તેવી ઉપમા મળી શક્તી નથી [ તેમ સિદ્ધના સુખો માટે પણ જાણવુ ] [ ૨ ]

મ્લેચ્છનુ ઉદાહરણ આ રીતે છે

કોઇક રાજા પોતાના નગરથી ઉંધી રીતે શીખવેલા ઘોડાવડે અટવીમાં આવી પડ્યો ત્યા તે ભૂખ તરસથી પીડાયો ( ૧ ) એટલે તે ઝાડની નીચે જઇ પડ્યો તેવામાં કોઇ પુલિંદે [ મ્લેચ્છે ] કરુણા લાવીને તેને સારુ પાણી તથા ફળો આપીને હુશિયાર કર્યો ( ૨ )

હવે તેનું સૈન્ય આવી પહોંચતા તે કૃતજ્ઞરાજા તે પુલિંદને નગરમા તેડી લાવ્યો, અને ત્યા સારા મહેલમા તેને રાખ્યો, તથા સારા વસ્ત્રો તેને પહેરાવ્યા [ ૩ ] તથા સારા

णसिद्धिछहेहिंवि अणुत्तमत्तेण । त सुत्तु मसर्कक्र तहवि–किंचि उवमाइ साहेमि ॥ ११ ॥ सयलाहिवाहिरहिओ–महुराहारेहिं पीणियसरीरो । तरुणो कलासु कुसलो–वियड्ढमित्तेहिं परियरिओ ॥ १२ ॥

सुणमाणो सवणिय–कन्नं किंनरकयं सरसगेयं । पिच्छंतो बहुविहाव–भावरम्म रमणिनट्ठ ॥ १३ ॥ कुसुममयनाहिघणसार–चंदणामोयमाइग्घाणो । कप्पूरपूरपरिगय–पगिट्ठतंबोलसुरहिमुहो ॥ १४ ॥ पट्टसुयपच्छाइयमहल्लपल्लंकहंसतूलिगओ । पेसलपसन्नसनिहिय––कामिणी विहियचडुकम्मो ॥ १५ ॥ इय अणुकूले विसए–सेवंतो ज सुहं इमो लहइ । तं इक्कसिद्धसुक्खस्स––होइ नाणतभागोवि ॥ १६ ॥

तथाचार्ष.

जह सव्व कामगुणिय–पुरिसो भुत्तूण भोयणं कोइ । तण्हा छुहा-

---

સનિઓ તેવી ઉપમાના અભાવે તેને કહી શકતા નથી, છતા કાઇક ઉપમાવડે હુ તે કહુ છુ ( ૧૧ ) જેમ કોઇક સકળ આધિ વ્યાધિથી રહિત, મધુર આહારથી તૃપ્ત થએલ શરીરવાળો, કળા કુશળ ચતુર મિત્રોથી પરિવરેલો તરૂણ પુરૂષ [ ૧૨ ]

કાનને આનદ આપનાર કિન્નરોએ ગાએલુ સરસ ગાન સાંભળતો થકો, અને બહુ હાવભાવથી રમણીય એવુ સ્ત્રીઓનુ નૃત્ય જોતો થકો [ ૧૩ ] તથા ફૂલ, કસ્તૂરી, કપૂર, અને ચદનની ખુશબોથી નાકને ખુશ કરતો થકો, તેમજ કપૂરથી ભરેલા ઉમદા તંબોળથી મુખને સુવાસિત કરતો થકો, [ ૧૪ ] અને રેશમી કપડાથી ઢાંકેલા મોટા પલગમા રહેલા હસતૂલિક ( સુવાળા ગાદલા ) પર સતો થકો, અને કોમળ અને હસમુખી કામિનીઓના હાથે ચપી કરાવતો થકો [ ૧૫ ] એમ ( સઘળા ) અનુકૂળ વિષયો સેવતો થકો જે સુખ પામે છે, તે સુખ એક સિદ્ધ જીવના સુખના અનતમા ભાગ જેટલુ પણ નથી [ ૧૬ ]

જે માટે આગમમા કહેલુ છે કે—

જેમ કોઇ પુરૂષ સર્વ કામ ગુણવાળુ ભોજન કરીને ભૂખ, તરસથી વિમુક્ત

विमुक्को–अच्छिज्ज जहा अमियतित्तो ॥ १७ ॥ इय सव्वकालतित्ता–अउल निव्वाण मुवगया सिद्धा । सासय मव्वाबाह–चिट्ठतिसुही सुहं पत्ता ॥ १८ ॥

इत्यादि.

इदमुक्तं भवति–सम्यक् सिद्धांतार्थपरिभावनपराणां तदुक्तानुष्ठानकरण–प्रवृत्तानां प्रतिक्षणमवर्द्धमानोत्तरोत्तरशुभाध्यवसायनीरपूरप्रक्षालितसकलघनघातिकर्मकालुष्याणामविकलसकलविमलकेवलखलावलोकितलोकालोकानामघन्यतोंतर्मुहूर्त्तमुत्कृष्टतो देशोनपूर्वकोटिं यावत् कृतवसुमतीतलपावित्र्याणां शैलेशीकरणप्रक्षपितनिःशेषभवोपग्राहिकर्म्मप्रकृतिसंहतीनां भव्यसत्वानां सभाव्यतएव क्षेत्रकालसंहननादिसमग्रोदग्रसामग्रीवशात् पारंपर्येण निर्वाणसुखप्राप्तिरिति.

# [ इति श्रीधर्मरत्नवृत्तिः समाप्ता ]

થાય એટલે ખુબ તૃપ્ત થયો કહેવાય છે તેમ અનુપમ નિર્વાણને પામેલા સિદ્ધો સર્વ કાળ તૃપ્ત રહી શાશ્વત અને અવ્યાબાધ સુખને પામી સુખી બની રહે છે [૧૭-૧૮] ઇત્યાદિ

ભાવાર્થ એ છે કે રૂડી રીતે સિદ્ધાંતના અર્થની વિચારણા કરતાં, તેમાં કહેલી ક્રિયામાં પ્રવર્તતા પ્રતિક્ષણ વધતા ઉત્તરોત્તર શુભ અધ્યવસાયરૂપ નીરના પૂરથી સકળ ઘાતિકર્મની મલિનતાને ધોઈ નાખનાર સંપૂર્ણ નિર્મળ કેવળજ્ઞાનના બળે કરી લોકાલોકને જોનારા, જઘન્યથી અંતર્મુહૂર્ત લગી અને ઉત્કૃષ્ટપણે દેશે ઉણી પૂર્વકોટિ સુધી પૃથ્વીતળને પાવન કરતા અને શૈલેશી કરણથી સઘળો ભવોપગ્રાહિ કર્મની પ્રકૃતિઓને ખપાવનાર ભવ્ય જીવો ક્ષેત્રકાળ—સંઘયણ વગેરે સમગ્ર ભારે સામગ્રીના વશથી પરંપરાએ નિર્વાણ સુખની પ્રાપ્તિ થાય છે એ બરાબર સમજવે છે

## ॥ શ્રી ધર્મરત્નની વૃત્તિ સમાપ્ત થઇ ॥

विष्णोरिवयस्य विभोः-पदत्रयीव्यानशे जगन्निखिल । सद्धर्मरत्न-जलधिः-स श्रीवीरो जिनो जयतात् ॥ १ ॥ कुंदोज्ज्वलकीर्तिभरैः-सुरभीकृतसकलविष्टपाभोगः । शतमखशतविनतपदः-श्रीगौतमगणधरः पातु ॥ २ ॥ तदनु सुधर्मस्वामि-जंबूप्रभवादयो मुनिवरिष्ठाः । श्रुतजलनिधिपारीणा-भूयासः श्रेयसे सन्तु ॥ ३ ॥ क्रमशश्चित्रावालक-गच्छे कविराजराजिनभसीव । श्रीभुवनचंद्रसूरि-र्गुरुरुदियाय प्रवरतेजाः ॥ ४ ॥

तस्य विनेयः प्रशमैक-मंदिरं देवभद्रगणिपूज्यः । शुचिसमयकनकनिकषो बभूव भुवि विदितभूरिगुणः ॥ ५ ॥ तत्पादाम्बुजभृंगा-निस्संगाश्चंगतुंगसंवेगाः । संजनितशुद्धबोधा जगति जगच्चंद्रसूरिवराः ॥ ६ ॥ तेषामुभौ विनेयौ-श्रीमन्नदेवेंद्रसूरिरित्याद्यः । श्रीविजयचंद्रसूरि-र्द्विती-

---

વિષ્ણુની માફક જે પ્રભુનાં ત્રણ પદ [ ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય ] આખા જગતમાં વ્યાપી રહેલ છે, તે સદ્ધર્મરત્નના સાગર શ્રી વીર જિન જયવંત રહો. [ ૧ ] કુંદના ફૂલ જેવી ઉજ્જ્વળ કીર્તિના ભરથી ભુવનના આભોગો ( વિસ્તારવાળા પ્રદેશો ) સુરભિત કરનાર, અને સેંકડો ઇંદ્રોએ નમેલ પગવાળા શ્રી ગૈતમ ગણધર ( અમારૂં ) રક્ષણ કરો. [ ૨ ] ત્યાર બાદ સુધર્મ સ્વામી તથા જંબુ સ્વામી પ્રભવ વગેરે શ્રુતસાગરના પારગામી ઘણા મુનીશ્વરો [ અમારા ] શ્રેયના લખી થાઓ. [ ૩ ] એમ પરંપરાએ ચિત્રાવાલક [ ચિત્રવાલ નામના ] ગચ્છમાં કવીશ્વરાની શ્રેણિરૂપ આકાશમાં શ્રી ભુવનચંદ્ર નામે સારે તેજવાન્ ગુરૂ ઉદય પામ્યા. [ ૪ ]

તેમના શિષ્ય પ્રશમ ગુણના મંદિર પૂજ્ય દેવભદ્ર ગણિ થયા, તેઓ પવિત્ર સિદ્ધાંતરૂપ સોનાની કસોટી સમાન અને જગદ્વિખ્યાત ઘણા ગુણવાળા હતા. [ ૫ ] તેના પાદપદ્મમાં ભમરા સમાન નિસંગ, સરસ ઉંચા સંવેગવાળા જગતમાં શુદ્ધ બોધ ફેલાવનાર, એવા જગચ્ચંદ્રસૂરીશ્વર થયા. [ ૬ ] તેમના બે શિષ્ય થયા—પહેલા શ્રીમાન્ દેવેંદ્રસૂરિ અને બીજા શ્રી વિજયચંદ્રસૂરિ, કે જે અનુપમ કીર્તિવાન્ હતા. ( ૭ ) તેમાંના

